# હુંનર પોથી

અથવા

# ધંધાદારીનો ભોમીઓ

જેમાં વિધ્યા હુંનર, વેહવાર, વૈદક વગેરે ઉપયોગી
નુસખા, જાદુઇ. તથા રસાયની અખત્રા,
ઇત્યાદી ઇત્યાદી, બધા મલીને

## ૨૦૦ હુંનરો છે.

કારીગરો તથા ધંધાદારીઓને માટે
રચીને પ્રસિદ્ધ કરનાર

બરજોરજી શોરાબજી છાપગર
ઠેકાણું—ખેતવાડી અગીઆરી મોહોલો ઘેર ના૦ ૨૦ મુંબઈ

## ભાગ બીજો



મુંબઈ:
ધી રોયલ પ્રીંટીગ પ્રેસ
ઈ૦સ૦ ૧૮૯૦.
કીમત ફક્ત ત્રણ આના.

# સાંકળીઉ બીજા ભાગનું.

# હુંનર પોથી

અથવા

# ધંધાદારીનો ભોમીઓ.

## ભાગ બીજો.

**૧૦૦૧ ફોતોગ્રાફ ઉપરથી શાહીના દાઘ કાહાડવાની રીત**—જો ફોતોગ્રાફની ઉપર લખવાની કાલી સાહીનો દાઘ પડયો હોય તો "ડાઈલ્યુટ શોલ્યુશન આફ ઓકઝાલીક એસીડ" પીછીથી તે દાઘ ઊપર લગાડવું.

**૧૦૦૨ "તરેસીંગ કલાઠ" બનાવવાની રીત**--"કેનેડા બાલશમ" ને તરપીતનમાં પીગલાવી તેમાં વેલાતી એરંડયા તેલના થોડાં ટીપાં નાખી મેલવવા. એ વારનીસ કપડાં ઉપર પીછીથી લગાડવું.

**૧૦૦૩ "તરેસીંગ પેપર" બનાવવાની રીત**—અરધો આંઊંસ "બાલશમ આફ કેનેડા" માં પાઆ આંઉસ "સ્પીરીટ આફ તરપીતન" નાખી એક શીશીમાં નાખીને ખુબ હીલવ હીલવ કરી પીગલાવી મેલવી નાખવું. પછી સારા "તીશયુ પેપર" ની એક બાજુપર નરમ પીછીથી લગાડવું. પછી ઓરન ઉપર શુકાતું નાખવું. (જુઓ બીજી રીત ના૦ ૬૯૨) S. 156.

**૧૦૦૪ કાગજ વલગાવવા માટે ગુંદરની સીસી**—આએ રીતનો બનાવેલો ગુંદર કાચની નાહાની સીસીઓમાં ભરી વેચવામાં આવેછે:—"દેક્ષત્રીન" (Dextrine) ૨ ભાગ, "આસીતીક એસીડ" ૧ ભાગ, પાણી ૫ ભાગ, "આલકોહોલ" ૧ ભાગ. એ બધાને મેલવી નાખવું.

**૧૦૦૫ લાકડાંની પેટીઓ તથા પીપો ઉપર મારકા પાડવા માટેનો રંગ**—દીવાની કાજલને તરપીતન

તેલની અંદર મેલવી નાખવી, મેલવતી વખતે તેમાં થોડું અલસીનું તેલ નાખી બધાને સારીપેઠે મેલવી દેવો. એ રંગ અથવા સાહીનો મારકો પીછીથી પાડવો. (જુઓ બીજી રીત નાં૦ ૧૦૦૬)

**૧૦૦૬ બીજી રીત**—દીવાની કાજલને પીગલાવેલા સરસ અને પાણીમાં શારીપેઠે ધુંટી નાખી લખાએ એવું પાટલું કરવું. પીછીએ કરી એ શાહી અથવા રંગનો મારકો પાડવો.

**૧૦૦૭ જસત ઉપર કાગજને વલગાવવાની રીત** આટાની લાહીમાં થોડું તરપીતન તેલ નાખી મેલવી દેવો.

**૧૦૦૮ બુતને પાણી નહી લાગે એવા (વાતર પ્રુફ) કરવાની રીત**—મટોડીના એક વાસણમાં અલસીનુ તેલ એક પેંટ રેડી તેમાં બકરાની ચરબી અરધો રતલ, મધ માખનું મીન અરધો રતલ અને રાજમનો એક કટકો નાખી ચુહુલા ઉપર મુંકી તાવીને લાકડીથી હીલવ હીલવ કરી મેલવી નાખવું. પછી એ મેલવણી જરા કુકી જેવી ગરમ હોએ તેટલાંજ પીછીએ કરી બુતની ઉપર લગાડવી, શુકાયા પછી ફરી બીજે હાથ પીછીથી લગાડવો. F. 53.

**૧૦૦૯ ચીતાર પાડવાના કાગજને તેલથી પાર .શક કરી પાછું અસલ સ્થીતીમાં કેમ લાવવું ?**— કાગજ ઉપર પ્રથમ એરંડયું લગાડવું જેથી તે પારદર્શક થશે. તે ઉપર ચીત્ર ઊતારી લીધા પછી "અલકોહલ" ના પાણીમાં કાગજને બીજવીઆથી તેલ તેમાંથી પાછું દુર થઇ જશે.

**૧૦૧૦ પોલાદપર કોતરનારી મેલવણી**— "આસીટીક એસીડ" ૪ ભાગ મેજરથી માપીને લેવું. પછી તેમાં ૧ ભાગ "સ્પીરીટ આફ વાઇન" નાખી મેલવી દેવો, પછી તેમાં ૧ ભાગ "નાઇત્રીક એસીડ" હુમેરો. જે તખતી ઉપર કોતરવું હોય તે તખતી ઉપર મીનનું પર કરી જીણા શુઇઆથી તે કોતરી કાહાડવું, અને તેની ફરતી બાજુપર મીનની પાલ કરવી. પછી તેમાં એ મેલવણી રેડવી એટલે એક મીનીટમાં તો તે પોલાદ કોતરાઇને ખોલ્લો રંગ થશે અને ૫ થીતે ૧૫ મીનીટમાં ઘેરા રંગનું થશે. જેમ વધારે વખત રેહેશે તેમ તે ઊંડું કોતરાતું જશે. F. 123.

**૧૦૧૧ ત્રાંબાપર કોતરનારી મેલવણી**—"નાઇત્રીક એસીડ" ૧ ભાગ અને પાણી ૪ ભાગને મેલવી દેવો. એ મેલવણી ત્રાંબાની ઉપર નાખ્યા પછી પાઆ કલાકથીતે એક કલાક સુધી રા

બવું. જે તખ્તીપર કોતરવું હોય તે તખ્તીપર મીનનું પડ કરવું. પછી ઝીણા શુઈઅ.થી તેની ઊપર જે કાંઈ કોતરવું હોય તે કોતરી કાહાડવુ અને તેની ફરતી બાજુપર મીનની પાલ કરવી. પછી તેમાં એ મેલવણી રેડવી કે જેથી એમાંનું આસીડ બાહાર ઘોલાઇ નહીં જાય. જેમ વધારે વખત રેહેશે તેમ ઊંડું કોતરાતું જશે.

**૧૦૧૨ બાલને શુમારા કરવાની રીત**—માથાના બાલને સાફ કરવા માટે ઇંડાની શફેતીમાં થોડું પાણી અને જરા "લવંડર વાતર" નાખી સારીપેઠે હીલવ હીલવ કરી મેલવી દેઇ એ મેલવણી બાલમાં ચોલીને લગાડવી. પછી શોઝા પાણીથી બાલને સાફ કરવા, એટલે બાલ શુમારા થશે. F. 131.

**૧૦૧૩ રબરનું તેલ કાહડવાની રીત**—એક કહેરામાં ૯ રતલ સરસીયું તેલ રેડી ચુલા ઉપર મુકી એક રતલ "ઇંડીઆ રબરને કાપી ઝીણા કટકા કરી તેમાં નાખવા અને રબર પીગલી જાય તયાં શુધી ધીમી આંચપર ખડખડવા દેવો. F. 183.

**૧૦૧૪ કાચના ગોલાઓને અંદરથી રૂપેરી કરવાની રીત**—એક આંઊંસ સોઝું સીસું, અને એક આંઊંસ શોઝી કલાઇને એક શોઝી લોહટાંની કહેરાઇમાં નાખી ચુહુલાપર મુકી તાવીને મેલવી દેવો. પછી તેમાં તરત એક આઉંસ "બીસમથ" નાખવી. પછી તેની ઉપર જે કચરો મેલ આવયો હોય તે કાહાડી નાખી ચુહુલાપરથી કહેરાને ઉતારવી. પછી તેમાં દશ આઉંસ જીવતો પારો તરત નાખી સંભાલથી હીલવ હીલવ કરી મેલવવું. પણ એમ કરતી વખતે તેનો ધુવો દમમાં જાય નહીં તેની ખુબ સંભાલ રાખવી, કેમકે એ ધુંવો દમમાં જવાથી ઇજા કરેછે. પછી એ મેલવણીને મરોડીની નલીમાંથી કાચના ગોલામાં રેડી તેને ગોલ ફેરવવા માંડવું કે જેથી મેલવણી સઘલી બાજુપર શરખી રીતે ફરી વલે. F. 216.

**૧૦૧૫ સંગેમરમરની લાડીને સાફ કરવાની રીત**—"સોડા" ૨ ભાગ "પમીશસ્તોન" (Pumice stone) ની ભુકી એક ભાગ તથા એક ભાગ ઘણોજ બારીક વાટેલો ચાક. એ બધાને મેલવી બારીક આરણીમાંથી ચાલી કાહાડી તેમાં થોડું પાણી મેલવવું. પછી એ મેલવણીને સંગેમરમરની લાડી ઉપર ખુબ મસલવી જેથી તેની પર પડેલા દાગ નીકલી જશે. પછી તેને સાબુના પાણીથી ધોઇને સાફ કરી નાખવી. (જુઓ બીજી રીત ના૦ ૪૯૭)

**૧૦૧૬ ચુનાના દાઘ કાહડવાની રીત**—જે વસતુ પર ચુણાના દાઘ પડ્યા હોય તેની ઉપર થોડો સરકો લગાડીને સાફ કરવાથી નીકલી જશે.

**૧૦૧૭ માહુગનીનો સામન સાફ કરવાની રીત**—"સ્પીરીટ આફ તરપેનટાઇન" માં મીન પીગલાવીને તે સામન ઉપર લગાડવું અને પછી મજબુત હાથે એક ફલાનેલના કપડાં વતે તેને ઘસીને સાફ કરવું.

**૧૦૧૮ રૂપું સાફ કરવાની રીત**—"પ્રીપેરડ ચાક" ૮ આંઊંસ, તરપીતન ૨ આંઊંસ, "ઓલકોહલ" ૧ આંઉંસ, "સ્પીરીટ આફ કેમફર" ૪ દરામ, "લીકર આફ આમોન્યા" ૨ દરામ. એ બધાને મેલવી નાખવા. પછી જે રૂપાકામ સાફ કરવું હોય તે ઉપર આ મેલવણી વાડલાથી ઘસડીને લગાડવી. પછી થોડા વખત સુધી શુકાવા દેઇને પછી સાફ કરવું. S. 28.

**૧૦૧૯ કલઈના પતરાના બનાવેલા ડાબડાપર લેબલ વલગાવવાની મેલવણી**—એક વાસણમાં શોજો સરસ નાખી તેને પાણીમાં પીગલાવો. પછી તે પીગલાવેલા સરસને જેલદ સરકામાં નાખી ઉકાલવો અને ગરમ થતી વખતે તેમાં ઝીણો દલેલો ધઉનો આટો નાખીને એ મેલવણી લાહી જેવી જાડી કરીને ચુહલાપરથી ઊતારી પાડવું.

**૧૦૨૦ આગ હોલવવા માટે "હેન્ડ ગરેનેડ"**—સાધારન નીમખ ૨૦ રતલ, નવશાગર ૧૦ રતલ અને પાણી ૭ ગયાલન. એ બધાને પીગલાવી કાચના મોહટા બાતલાઓમાં ભરી મજબુત બુચ મારવો. પછી એ બાતલાઓ આગની ઊપર જોરથી ફેંકવા એટલે બાતલા ભાગી જઇને તેમાંનું પાણી આતશ ઊપર પડીને આગનું જોર નરમ પાડશે. પણ એ બાતલાઓ ઘણાજ પટલા કાચના બનાવેલા લેવા કે જેથી તે બાતલાને કાંઇબી કઠણ ચીજની શામે જોરમાં ફેંકવાથી તરત ભાંગીને કટકે કટકા થઇ જાય.

**૧૦૨૧ રંગની પીછીઓ રંગથી શુકાઇને કઠણ પથર જેવી થઈ ગઈ હોય તેને નરમ કરવાની રીત**—તેવી પીછીઓને તરપીતન તેલમાં બોલી રાખવી. પણ તે તેલને થોડ થોડે કલાકે બદલીઆ કરી બીજા શાજા તેલમાં પીછીઓને બોલી રાખવી. એટલે તરપીતનથી તે પીછીમાનો રંગ પીગલી જઇને નરમ

થશે. જો પીછીથી રંગ લગાડ્યા પછી તેવી પીછીઓને તરત તરપી તન તેલમાં ધોઈ કાહાડી હોય તો નરમ રેહશે.

**૧૦૨૨ કલાઇ કીધેલાં વાસણમાં કલાઈ સાથ સીસું મારેલું હોય તે શોધી કાહડવાની રીત**—કલાઇ ગરોને જે વાસણ કલાઇ કરવા આપવામાં આવેછે તેમાં તેઓ મોંઘી કલાઇને લીધે ચોખ્ખી કલાઇ વાપરતા નથી, પણ સીસાની મેલવણી વાલી કલાઈ વાપરેછે કે જે મેલવણીમાં બે ભાગ સીસું અને એક ભાગ કલાઇ આવેછે અને એવી મેલવણીથી કલાઇ થયલાં વાસણોને ભોજન પકાવવાના ઉપયોગમાં લીધાથી સીસાંનું ધીમું ઝેર ખોરાકમા પસરી આપણા ખાવામાં આવેછે જેથી આગલ ચાલતાં તનદરોશતી માં ઘણો બીગાડ કરેછે. દાકટર ડી. મેકડોનલડ એવો ઊપાય બતાવેછે કે કલાઇગરો જે વાશણો કલાઇ કરી લાવે તે એકદમ ઉપયોગમાં લેવા અગાઉ તે વાસણ ઉપર ચોખ્ખી કલાઇ લગાડીછે કે નહી તે વીશે તપાશ કરવાને કદી પછાત પડવું નહી. તે રીત એછે કે:—એક કલા ઇના વાસણ ઊપર એક સફેદ કપડાંની સાફ ચીંડી લઇને ઘસડો, પણ જો ઘસડવાથી પેનસીલના સરખો કાલો દાઘ માલમ પડે તો જાણવું કે સીસાની મેલવણી અંદર મારવામાં આવીછે.

**૧૦૨૩ ગુંદર ફુગઇ નહી જાય તેમજ ગરમ હ વાથી ખરાબ થઇને ખાતો વાશ નહી મારી આવે એવો કરવાની રીત**—બાવલનો ગુંદર ૧ રતલ લેઇ તેમાં દોહર બાતલી પાણી રેડી પીગલાવવો. પછી તેમાં લવંગના તેલના ૫) થી ૧૦ ટીપા નાખવા. એવી રીતનો બનાવેલો ગુંદર લગાડયા પછી જલદી શુકાઇ જાયછે.

**૧૦૨૪ સરકામાં ભેલેલી "સલફ્યુરીક એસીડ" શોધી કાહડવાની રીત**—સરકામાં "સલફ્યુરીક એસીડ" ભેલે લીછે કે નહીં તે શોધી કાહડવા માટે થોડો સરકો લેઇ તેમાં થોડો સ્તાર્ચ" (એક જાતનો કાંજીનો આટો) નાખી મેલવી દેવો. પછી તે ને અરધા કલાક સુધી ઉકાલવો. પછી તેને થંડો પડવા દેવો. જયા રે ઘણો થંડો પડે કે તેમાં "આયોદાઇન શોલ્યુશન"ના થોડા ટીપા નાખવા એટલે જો તે સરકામાં એસીડ ભેલેલી હશે તો તેનો રંગ ભુરું થશે.

**૧૦૨૫ સરકામાં ભેલેલી "નાઇત્રીક એસીડ"**

**સોધી કાહડવાની રીત**—"શોલ્યુશન આફ શલફેટ આફ ઇંડીગો"માં થોડો સરકો નામી મેલવી દેવો, એટલે જો તેમાં "નાઇટ્રીક એસીડ" મેલેલી હશે તો એનો કઇ પણ રંગ જણાશે નહીં અથવ પીલા રંગની એ મેલવણી જણાશે.

**૧૦૨૬ રાતા વાઇન દારૂમાંથી ભેલેલી ફટકી સોધી કાહડવાની રીત**—થોડો રાતો વાઇન દારૂ નમુના તરીકે લઇ તેને થોડી મીનીટ ઊકાલવો એટલે જો તેમાં ફટકી ભેલેલી હશે તો એ દારૂ રગડા જેવો થઇ જશે, અને જો શોજો હશે તો એમનો એમ રેહશે.

**૧૦૨૭ સીક્કા, ચાંદ ("મેડલ") તથા ઉડકટ ઉપરથી છાપ અથવા નકલ લેવાની મીશ્ર ધાતુની મેલવણી**—"બીસમઠ" ૪ ભાગ, સીસું ૨ાા ભાગ, કલાઇ ૨ ભાગ જુણા ગસાયલા સીસાના તાઇપ ૧ ભાગ. એ બધાને મધ્યમ ગરમીમાં તાવીને મેલવી નાખો.

**૧૦૨૮ "ક્રીસોરીન" નામની ધાતુ**—આએ મેલવણીની ધાતુ રંગમાં ૧૮ થીતે ૨૦ "કેરેટ" સોનાને બરાબર મલતી આવેછે. ત્રાંબું ૧૦૦ ભાગને તાવી તેમાં ૫૦ ભાગ જશત નાખી મેલવી દેવો. એ ધાતુના ઘડયાલના કાટલા વગેરે બનાવવામાં આવેછે એ ધાતુનો ચલકાત શારો નીકલેછે.

**૧૦૨૯ "પ્રીંસીસ મેતલ" નામની ધાતુ**—ત્રાંબું ૬ ભાગ અને કલાઇ ૧ ભાગને શાથે મેલવી દેવો. આએ મેલવણી સોનાને રંગને મલતી થાયછે.

**૧૦૩૦ "પીંચબેક" નામની ધાતુ**-આએ ધાતુની મેલવણીનો રંગ સોનાના જેવો થાએછે. "પીંચબેક" નામનો એક ઇંગ્રેજી કસબોછે તેપરથી એ ધાતુનુ નામ આપવામાં આવયું છે, કેમકે એ ધાતું પેહલા તે દેશમાં બનાવવામાં આવી હતી. ત્રાંબું ૭૦ ભાગ અને જસત ૩૦ ભાગ. પેહલા ત્રાંબાને તાવી પછી તેમાં જશતને મેલવી દેવું.

**૧૦૩૧ સોનાને મલતી આવે એવી ધાતુ**—૯૦ થી ૧૦૦ ભાગ ત્રાંબું ૫ થી ૭ાા ભાગ "એલ્યુમીનીયમ" અને ૨ાા ભાગ સોનું. એ બધાને સાથે તાવીને મેલવી દેવો. એ ધાતું સોનાને એટલીતો બરાબર મલતી આવશે કે તે એકાએક તરત પારખી શકાશે

નહી. એ ધાતુની મેલવણી કેટલીક જાતની જુવેલરી બનાવવામાં સોના ને બદલે વપડાયછે.

**१०३२ રૂપાને મલતી આવે એવી મીશ્ર ધાતુ**—२५ ટકા "મેનગાનીઝ" (Manganese), ५५ ટકા ત્રાંબુ અને २० ટકા જશત. એ બધાને તાવીને મેલવી નાખવું (જુઓ બીજી રીત નાં० १०३३)

**१०३३ બીજી રીત**—५ ટકા "મેનગાનીઝ", १० ટકા "નીકેલ", ४५ ટકા ત્રાંબું અને ४० ટકા જસત. એ બધાને તાવીને મેલ લવી નાખવું. (જુઓ ત્રીજી રીત નાં० १०३४)

**१०३४ ત્રીજી રીત**—५ ટકા લોહડુ, २० ટકા "મેનગા નીઝ", ६.५ ટકા "નીકેલ" અને ४० ટકા જસત.

**१०३५ પેરીશ મેટલ નામની ધાતું**—ત્રાંબુ ८०० ભાગ, નીકેલ १६० ભાગ, કલાઇ २० ભાગ, "કોબાલટ" (Cobalt) १० ભાગ, લોહડુ ५ ભાગ અને જશત ६ ભાગ.

**१०३६ સાધારન ("કોમન") ટાઈપ બનાવવાની ધાતુ**—સીસું ७५ થીતે ८० ભાગ, "એનીતીમની" २० થી २५ ભાગ, ત્રાંબું ४ ભાગ, (જુઓ નાં० १०३७)

१०३७ ફ્રેંચ ટાઈપ મેટલ—સીસું ५५ ભાગ, એનતીમની ३० ભાગ, કલાઇ १५ ભાગ.

१०३८ મ્યુઝીક પ્રીંટીગ પલેટ બનાવવાની ધાતું—કલાઇ १० ભાગ, જશત १२ ભાગ, એનતીમની ३ ભાગ, ત્રાંબુ १ ભાગ અને સીસું ७४ ભાગ.

१०३९ ગરેણા બનાવવાની બ્રોંઝ ધાતુ—ત્રાંબુ ८२ ભાગ, કલાઇ ३ ભાગ, જસત १८ ભાગ અને સીસું २ ભાગ. (જુઓ બીજી રીત નાં० १०४०)

१०४० બીજી રીત—८३ ભાગ ત્રાંબુ, १७ ભાગ જસત, १ ભાગ કલાઇ અને અરધો ભાગ સીસું.

१०४१ ઠંડક પેદા કરનારી મેલવણીઓ—આએ નીચલી કોઇબી મેલવણીની અંદર પાણીનું વાસણ અથવા દારૂની બાટલી મુકશો તો ઠંડો થઇ જશે:—નાઇત્રેટ આફ એમોનીઅમ १ ભાગ અને પાણી १ ભાગને શાથે મેલવી નાખવુ. (જુઓ બીજી રીત નાં० १०४२)

१०४२ બીજી રીત—४ ભાગ નાઇત્રેટ આફ એમોનીઅમ ને ३ ભાગ પાણી શાથે મેલવી નાખવુ (જુઓ ત્રીજી રીત નાં० १०४३)

૧૦૪૩ ત્રીજી રીત—ભુકેલો નવશાગર ૩ ભાગ, શુરોખાર ૧ ભાગ પોટાસીયમ ક્લોરેટ ૬ ભાગ અને પાણી ૧૦ ભાગ (જુઓ ચોથી રીત ના૦ ૧૦૪૪)

૧૦૪૪ ચોથી રીત—નવશાગરનો ભુંકેલો ભુકો ૫ ભાગ, શુરાખારનો ભુકો ૫ ભાગ, અને ૮ ભાગ "ગ્લોબર સોલ્ટ (Glauber's salt) અને ૧૬ ભાગ પાણી (જુઓ પાંચમી રીત ના૦ ૧૦૪૫)

૧૦૪૫ પાંચમી રીત—આઇસને ભાંગીને બારીક કીધેલો ભુકો ૨ ભાગ અને નીમખ ૧ ભાગને શાથે મેળવી નાખો (જુઓ છઠી રીત ના૦ ૧૦૪૬)

૧૦૪૬ છથી રીત—આઇસને ભાંગીને બારીક ભુકો ૧ ભાગ અને નીમખ ૧ ભાગ (જુઓ સાતમી રીત ના૦ ૧૦૪૭)

૧૦૪૭ શાતમી રીત—આઇસનો ભુકો ૩ ભાગ અને ૨ ભાગ "ડાઇલ્યુતેદ શલ્ફ્યુરીક એસીડ.

૧૦૪૮ ઈંડામાથી મરઘી કે મરઘો નીકલશે તે જાણવાની કલા—જો ઈંડાને એક છેડે જરા કરચલી હોયતો મરઘો નીકલશે અને જો બંધે છેડા શાફ શુવાલા હોયતો મરઘી નીકલવાની એવુ એક ફ્રેંચમેન પોતાની તરણ વરશ વેર તપાશ કરીને ખાતરીથી કહી શકેછે.

૧૦૪૯ હાથીદાંતને રૂપાંનો ઢોર ચહડાવવાની રીત—"નાઇત્રેટ આફ સીલવરના પીગલાવેલા પાણીમાં હાથી દાંતના કકડાને જ્યાં સુધી ઘેરો પીલો રંગ પકડે તયાં સુધી બોલી રાખવુ. પછી તેને બાહર કાહડીને પાણીથી ભરેલા તમદેલમાં નાખો પછી એ તમદેલને લઈ જઇ ત્રણ કલાક સુધી તડકામાં રાખી મુકો જ્યાકરે તે હાથી દાંત ઉપર કાલો રંગ ચહડી બધુ કાલુ જેવુ થાય કે તેને બહાર કાહડી તે કાલા રંગને સોજા કપડાથી ચોલીને સાફ કરશો તો રૂપેરી રંગનું તે હાથીદાંત થશે.

૧૦૫૦ ખોટો હાથીદાંત કેમ બનાવવો?—આઇસીંગલાસને બરાંડી દારૂમાં નાખો, તથા ઇંડાના કોટલાંનો ઘણોજ બારીક ભુકો કરી તેમાં નાખી ગરમ કરી મેલવીને લાહી જેવું કરો. જો એને રંગીન કરવું હોયતો એમાં કોઇપી જાતનો રંગ નાખી મેલવવું પછી મોલડમાં તેલ લગાડી આ મેલવણી ગરમ હોય તેટલાંજ તેમાં રેડી દેઇ તે સુકાય તાંહાં સુધી રેહવા દેવો. એટલે જેવા આકારનો મોલ્ડ હશે તેવો આકાર પકડશે.

૧૦૫૧ નવી જાતનું ખોટું હાથીદાંત—સફેદ ચીપટા લાખ ૧૦ ભાગ, હાથીદાંતનો વેહર ૮ ભાગ, "એસીનેડ આફ્લેડ,, ૪॥ ભાગ કપુર ૫ ભાગ. એ બધીચીજો તોલીને લેવી. પછી એ બધાને ભેલી દેઇ ગરમ કરી શુકવીને ભુકો કરી પરેશમાં દાબી દેવો.

૧૦૫૨ રબરની બુંબાની પાણીની નલીઓ શુકઈ ગઈ હોય તેને પાછી નરમ કરવાની રીત—તેવી નલીઓને પેતરોલીયમ તેલમાં બોલી કાહડી બે દાહડા શુધી તાંગી રાખવી જેથી તેમાનુ તેલ ટીપાઇ જશે. એ પ્રમાણે એક બે વખત કરવું.

૧૦૫૩ બાતલીઓપર મારેલા કાગજના લેબલોને જાલવવાની રીત—ઇંડાની ગાલી કાહડેલી સફેતીને નરમ પીછીએ કરી તેવા લેબલો ઉપર તેનો એક હાથ મારવો પછી તેને આતશનો તાપ દેખરાવવો અથવા ઉકલતા પાણીમાંથી નીકલતી ગરમ વરાલ ઊપર તે સફેતી બધાઇ જાય તાંહાં સુધી ધરી રાખો. જયારે તે સુકાઇ જશે એટલે પારદરશક જણાશે તથા તેની ઊપર તેલની અથવા પાણીની કશી અશર થશે નહી.

૧૦૫૪ ગટા પરચાની મેલવણી—આએ મેલવણી તુરાઇ, આરશીની ફરેમા અને બીજા સોભાયમાન સામન બનાવવાના કામમાં આવેછે—ગટાપરચા ૪ ભાગ, વેહલબોન નો ભુકો અથવા સીંગડાની બારીક છોલ ૨ ભાગ. એ બધાને તાવી પીગલાવી મેલવી દેવો. (જુઓ બીજી રીત નાο. ૧૦૫૫)

૧૦૫૫ બીજી રીત—ગટાપરચા ૩ ભાગ, હાથીદાંત અથવા હાડકાનો વેહર ૧ ભાગ, પાઇપ કલે અરધો ભાગ. એ બધાને આતશ ઊપર મુકી પીગલાવીને મેલવી દેવો. એ મેલવણી ઉપલી મેલવણી કરતાં કઠણ અને ખોલ્લા રંગની થશે.

૧૦૫૬ છરીઓની ધાર કરવાને તથા પાલીશ કરવા માને કુચુકની મેલવણી—કુચુક (Caoutchouc) ૨૮૦ ભાગ, પાઉડર, ઇમેરી ૧૧૨૦ ભાગ, દીવાની કાજલ ૬¾ ભાગ એ બધાને ચુહુલા ઉપર મુકી મેલવી નાખવું (જુઓ બીજી રીત નાο ૧૦૫૭)

૧૦૫૭ બીજી રીત—કુચુક ૨૮૦ ભગ, ગ્રેફાઇદ ૫૧૨ ભાગ, દીવાની કાજલ ૬¾ ભાગ એ બધાને તાવી મેલવી નાખવું. (જુઓ ત્રીજી રીત નાο ૧૦૫૮)

૧૦૫૮ ત્રીજી રીત—ગ્રેફાઇદ (Graphite) ૪૮૮ ભાગ, કુચુક ૨૮૦ ભાગ, દીવાની કાજલ ૬¾ ભાગ. એ બધાને તાવી મે-

લવી નાખવું (જુઓ ચોથી રીત ના૰ ૧૦૫૯)

૧૦૫૯ ચોથી રીત—"કુચુક,, ૨૮૦ ભાગ, "ઝીંકવાઇટ, ૧૧૨૦ ભાગ, હડતાલ ૫૬ ભાગ. એ બધાને ઉપલી રીતે મેલવી નાખવું. ઊપલી બીજી, ત્રીજી અને ચોથી રીત છરીઓને પાલીશ કરવાના કમમા આવેછે.

૧૦૬૦ કાચને વલગાવા માટે ગટાપરચાની મેલવણી—ગટાપરચા ૧૦૦ ભાગ, બલેકપીચ અથવા એશફાલતમ ૧૦૦ ભાગ તરપીતન ૧૫ ભાગ. ગટાપરચાને બલેકપીચ અથવા એશફાલતમની શાથે તાવીને મેલવી દેવો. પછીચુલ્હા ઉપરથી નીચે ઉતારી થોડું થડું પડવા દેઇને તેમાં તરપીતન રેડી મેલવી નાખવું. એ મેલવણી ગરમ હોય તેટલાંજ લગાડવી. એ મેલવણી દરેક કામને માટેછે પણ ચામડા ને શારી પેઠે વલગાવી રાખેછે.

૧૦૬૧ ચામડાને વલગાવા માટે ગટાપરચાની (સીમેંટ) મેલવણી—બાઈ શલફાઇડ ઓફ કારબોનની અંદર ગતાપરચાને પીગલાવી શીરા જેવી એ મેલવણી કરવી. પછી તેમાં પેતરોલીયમ (Petroleum)નામી નરમ કરી નાખવું. પછી જે ચામડાને સાંધવું હોય તેની પર એ મેલવણી પાટલી લગાડી ચામડાના કટકાને ખુબ જોરથી દાબી વલગાવવા.

૧૦૬૨ રબરની કાંસકીઓને સાંધવાની મેલવણી—બાઈ સલફાઇડ આફ કારબોનની અંદર ગટાપરચાનું શોલ્યુશન ઘણું નરમ કરી તેની ઉપર ના૰ ૧ લો કરી ચીઠી મારવી તથા એક બીજી સીસીમાં "બાઈ સલફાઇડ આફ કારબોનની અંદર ગંધકને પીગલાવી તેની-ઉપર ના૰ ૨ જો કરી ચીઠી મારવી. હવે કાંસકીના જે ભાગને વલગાવવો હોય તે બેઉ ભાગ ઉપર ના૰ ૧ લા વાલી મેલવણી પીછીથી લગાડી મજબુત દાબીને વલગાવો જ્યારે બરાબર શુકાયકે ના૰ ૨ જા વાલી મેલવણી પીછીએ કરી તેની ઉપર લગાડવી.

૧૦૬૩ ઘોડાની ખડીમાં પુરવાની ગટાપરચાનીમેલવણી—ઘોડાની ખડીઓમાં પડેલી ફાટ તથા ચીરામાં પુરવા માટે આએ મેલણી ઘણી શારીછે. "ગમ એમોનીઆક ૧૦ ભાગ તોલીને લેવો તથા શોજે ગતાપરચા ૨૦થી ૨૫ ભાગ તોલીને લેવો. પેહલા ગત, પરચાને ૧૯૫ દીગરીથી તે ૨૧૨ દી.રી ફેરનહીતની ગરમી શુધી ગરમ કરી તેમાં "ગમ એમોનીઆક નો ભુકો નાખી તે બધુ ગલીને એક શરખુ થાય ત્યાં શુધી હીલવ હીલવી કરી મેલવી નાખવું જ્યારે કે

પડે ત્યારે એ મેલવણી નરમ થાય ત્યાં સુધી તેને ગરમ કરવી પછી જે ઠેકાણે એ મેલવણી લગાડવી હોય તે જગાને શારી પેઠે સાફ કરવી પછી ખડીમાં પડેલી ફાટમાં એ મેલવણી ગરમ કીધેલી છરીના પાણા એ કરી તેમાં પુરવી. જ્યારે તે થંડી પડશે એટલે કઠણ થઇ જશે. એટલુંજ નહી પણ નાલના ખીલા પણ તેમાં ઠોકી શકશે.

૧૦૬૪ પીકચર ફ્રેમ બનાવવાની મેલવણી—સરસને પાણીમાં ભીજવી રાખો. પછી ઉકલતાં પાણીના વાસણમાં એ સરસનું વાસણ મુકી સરસને શારી પેઠે ઉકાલવો. એ પરમાણે તઇઆર કીધેલા સરસ ૧૩ ભાગ, મુડદારસીંગનો ભુકો ૪ ભાગ, સફેતો ૮ ભાગ, પલાસતર આફ પેરીશ ૧ ભાગ, બારીક ચારેલો લાકડાનો વેહર ૧૦ ભાગ, એ બધાને સરસમાં શારી પેઠે મેલવી નાખો. પછી મોલડમાં પીળીએ કરી તેલ લગાડી તેમાં એ મેલવણી નાખવી એટલે જેવા ઘાટનો મોલડ હશે તેવો આકારની ફ્રેમ થશે.

૧૦૬૫. બુતને માટે સસતું બલાટીંગ અથવા વારનીસ—બાવલનો ગુંદર ૪ આંઊશ, સાકર ૧ આંઉસ કાલી શાઇ પાઆ પેંટ "સ્પીરીટ આફ વાઇન" ૧ આંઊશ. એ બધાને ..વી મેલવી દેવો. એ બલાકીંગ બુત ઉપર લગાડયા પછી તે બર. સુકાતું નથી (જુવો બીજી રીત ના૦ ૧૦૬૬) F. 53.

૧૦૬૬. બીજી રીત—એક પેંટ કાલી સાહીની અંદર ૨ આંઊસ સાકર, ૪ આંઉશ બાવલનો ગુંદર, એક ગલાશ "પોરટ વાઇન" એક ચમચો "ઓઇલ આફ વીત્રીઅલ" અને જરા "પ્રશીયન બ્લુ" નાખી બધાને પીગલાવીને મેલવી દેવો. જુઓ ત્રીજી રીત ના૦ ૧૦૬૭ F. 53.

૧૦૬૭. ત્રીજી રીત—ગુંદર ૨ આંઊશ, ગોલ ૧ આંઊસ, કાલી શાઇ અરધી પેંટ. એ બધાને પીગલવા દેઇ મેલવવું પછી જલદ સ્પીરી આપ વાઇન એક ગલાસ લેઇ તેમાં લવંડરના તેલના થોડા ટીપા નાખવા. જ્યારે તેલ મલી જાય કે પેલી શાહીમાં એ સ્પીરીટને રેડીને શારીપેઠે મેલવી નાખવી. F. 53.

૧૦૬૮. બુતને શાફ કરવાની રીત—એક કાચની સીસીમાં ૧ દરામ "કલોરેટ આપ પોટાસ" નાખી તેમાં ૨ આંઉસ "દીશતીલ વાટર" નામી નામી પીગલવા દેવા. જ્યારે તે પીગલી જાય કે તેમાં ૨ આંઉશ મ્યુરીઆટીકએસીડ નામવી. તારબાદ એક બીજી કાચની સીસીમાં ૩ આંઉશ આંગ સ્પીરીટ આફ વાઇનમાં અરધો આં-

ઉશ લીંબુનું સુગંધી તેલ નાખી સીસીને હીલવ હીલવ કરી મેળવી. દેવો. પછી એ બેઉ સીસીમાંની મેલવણીને એક સીસીમાં કરી મજબુત બુચ શારી પેઠે હીલવીને મેળવી દેવો. પછી એ સીસીને રેહવા દેવો. જ્યારે કામ પડે તયારે એ મેલવણીમાં સોજ્યું "રપંજ" (વાડલું) બોળી બુતની ઉપર લગાડી ધીમી ગરમીથી સુકવી દેવો. સુકાય એટલે નરમ બરાશથી ઉપર પાલીશ કરવી જેથી ચામડું નવા જેવું દેખાશે. F. 53.

૧૦૬૯ જરમન શીલવરને શાફ કરવાની રીત—રોતન સ્તોન (Rotten Stone) ના બારીક સુકામાં તેલ નાખી મેલવીને તેથી શાફ કરવા.

૧૦૭૦ કાગજ ઉપર સાહીને તે કાગજ ઉપર ડાઘ પડયા વગર કાહડવાની રીત—"તારતારીક અથવા "સીત્રીક આશીડ અને ઓકઝાલીક એસીડ બેઉ સરખે ભાગે લેઇને પાણીમાં પીગલાવી શોજી પીછીએ કરી તે શાહીના દાઘ નીકલી જાય તેમ લગાડયા કરવી પછી તેની ઉપર બલાટીંગ પેપર દાબી તેને શુકવી નાખવા.

૧૦૭૧ [illegible]ડા, પુતલા અને બીજી તરેહવાર ફેંસી ચીજો બનાવવાની [illegible]—સરસ ૫૦ ભાગ, મીન અથવા રાલ ૩૫ ભાગ, ગલીસરીંગ ૧૫ ભાગ અને રંગને માટે અગટજોગ શીંદુર અથવા સફેતો. સરસને પાણીમાં ભીજવી રાખો. પછી ઉકલતા પાણીના વાસણમાં એ સરસનું વાસણ મુકી ઉકાલીને તઇઆર કરવો અને તેમા મીન અને રાલ ઉમેરવી. જયારે બધુ તવાઇને મલી જાયકે તેમાં રંગ નાખી મેલવવું. પછી પલાસતર આફ પેરીસના અથવા ધાતુના અથવા લાકડાના બનાવેલા મોલડમાં તેલ લગાડી એ મેળવણી તેમા રેડવી. એ મેલવણીની બનાવેલી ચીજો સીંગડાના જેવી કઠણ થશે. જો નરમ મેલવણી બનાવવી હોયતો જુઓ બીજી રીત ના૦ ૧૦૭૨)

૧૦૭૨ બીજી રીત—સરસ ૫૦ ભાગ, મીન અથવા રાલ ૨૫ ભાગ, અને ગલીસરીન ૨૫ ભાગ. એ બધાને ઉપર પરમાણે (જુઓ ના૦ ૧૦૭૧) મેલવીને મોલડમાં તેલ લગાડી એ મેલવણી તેમાં રેડવી પણ જો એ મેલવણીમાં ૩૦થી૩૫ ટકા સફેતો અથવા સીંદુર નાખીને મેલવશો તો એ મેલવણીના ઓટેલા ઘાટ કઠણ થશે.

૧૦૭૩ લોહડા સાથે લોહડુ વલગાવાની મેલવણી—ઓટેલ લોહડા (કાસત આઇરન) ના બારીક ભુકો ૬૦ ભાગ, નવશાગર૨ ભાગ, ગંધકના ફુલ ૧ ભાગ. એ બધાને થોડા પાણીમા મેલવીને થી

કટ લાહી જેવુ કરવુ. એ મેલવણી તરત તાજી બનાવેલી વાપરવી.

૧૦૭૪ લોહઢાની ચીજોને પથરમાં વલગાવવાની મેલવણી—પલાશતર આફ પેરીસ ૭ ભાગ અને લોહઢાનો ગસેલો ભુકો ૧ ભાગ એમાં પાણી નાખી મેલવીને તરત કામમાં લેવી. આએ મેલવણી જલદી સુકાઇ જાય છે.

૧૦૭૫. ગલતા પીપને તરત બંધ કરવાની મેલવણી—ચરબી (Tallow) ૨૫ ભાગ, મીન ૨૦ ભાગ, લારડ ૪૦ ભાગ, લાકડાની ચારેલી રાખ ૪ ભાગ. એ બધાને ગરમ કરી શારી પેઠે મેલવી નાખવું. પછી ગરમ કીધેલી છરીના પાનાએ કરી એ મેલવણી જાંહાં લગાડવી હોય તાંહાં લગાડવી.

૧૦૭૬. લાકડાનો વેહર અને તેલની લાંબી—લાકડાના બારીક ચારેલા વેહરમાં અલસીનું તેલ રેડી સારીપેઠે ધુંડીને મેલવી નાખી લાંબી જેવી નરમ મેલવણી બનાવવી. એ લાકડાની ફાટમાં પુરવામાં આવે છે.

૧૦૭૭. લાકડાનો વેહર અને સરસની લાંબી—પાણી ૨૦ ભાગ અને સરસ ૧ ભાગ, તથા લાકડાનો બારીક ચારેલો વેહર એ મેલવણી લાંબીના જેવી ઘટ થાય તેટલો. પેહલા સરસને પાણીમાં ઉકાળી મેલવી દેવો. પછી તેમાં થોડો થોડો વેહર નાખતા જવું અને લાકડીથી હીલવ હીલવ કરી મેલવતા જવું જયારે લાંબી જેવું ઘટ થાય કે ઉતારવી. એ મેલવણી લાકડાની ફાટમાં ગરમ ગરમ પુરવી.

૧૦૭૮. લાકડાના વાસણ વલગાવા માટે પાણી ભીજઈને નીકલી નહી જાય એવો (વાતર પુરૂફ) સરસ બનાવાની રીત—તાવેલો જાડો સરસ ૧૦ ભાગ, અને અલસીનુ તેલ ૫ ભાગ, મુડદાર સીંગ ૧ ભાગ, એ બધાને દશ મીનીટ સુધી ઉકાલવું, અને એ મેલવણી ગરમ ગરમ લગાડવી.

૧૦૭૯. કાચ તથા પથરને લાકડા શાથે વલગાવાનો સરસ—તાવેલા સરસને ઉકાલીને પાણી જેવો થાય કે તેમાં લાકડાની બારીક ચારેલી રાખ થોડી થોડી નાખતાં જવું અને લાકડીથી હીલવ હીલવ કરી એ મેલવણી શીરાના જેવી કરવી અને એ સરસ જાંહાં લગાડવો હોય તાંહાં ગરમ ગરમ લગાડીને વલગાવો.

૧૦૮૦. વાલપેપર (ભીંટપર વલગાવાના કાગજ) માટે લાહી—આટાની લાહી ૧૦૦ ભાગ, ફટકીનું પાણી ૩ ભાગ, સોલ્યુશન આફ ડેક્ષ્ત્રીન ૫ ભાગ, એ બધાને મેલવી નાખવું. એમાં સો-

લ્યુશન આપ દેક્ષત્રીન નાખવા કહેલું છે. તેથી એ લાહી વધારે ચીકત બને છે, અને ફટકીના પાણીથી કરી લાહી બગડતી નથી તેમજ તે ઉપર ફુગ ચહડતી અટકાવે છે.

**૧૦૮૧ પોસતની ટીકીટો વલગાવા માટે મેલવણી**—દેક્ષત્રીન (Dextrine) ૨ ભાગ, આસીતીક આસીડ ૧ ભાગ, પાણી ૫ ભાગ અને ઓલકોહલ ૧ ભાગ. એ બધાને પીગલાવી મેલવી નાખવું. એવી રીતની મેલવણી પોશતની ટીકીટોની પછવાડેની બાજુપર લગાડવામાં આવે છે, કે જેને પાણી ચોપડીને કાગજ ઉપર વલગાવેછે.

**૧૦૮૨. પથરની કુંડીઓ તથા લાકડાની તાકીઓમાં પડેલી ફાટમાં પુરવાની (સીમેંટ) મેલવણી**—લોહડાની એક કહરાઇમાં રાલ ૨ ભાગ અને પીલું મીન ૨ ભાગ નાખી ચુલાઉપર મુકી તાવીને મેલવી દેવો. પછી તેમાં ખુબ બારીક છુંડેલો ઓકર (Ochre એક જાતની રંગીન મટોડી)નો ભુકો ૨ ભાગ નાખી થોડોવાર રેહવા દેવો. પછી પથરની કુંડી અથવા લાકડાની તાકીમાં પડેલી ફાટમાં એ મેલવણી રેડવી, એટલે એ સીમેંટ સુકાઇને કઠણ પથર જેવું થશે.

**૧૦૮૩. કપડા ઉપરથી સાહીનાં દાગ કાહડવાની રીત**—જો કે કપડા ઉપરથી દાઘ કાહડવા માટે ઓકઝાલીક એશીડ વાપરેછે પણ એ આસીડથી કપડાનાં સાખા ઉપર ખરાબ અસર કરે છે. તેથી તેના કરતાં ૨ ભાગ તારતાર અને ૧ ભાગ ફટકીના ભુકાને શારીપેંડ મેલવી દેઇ તેનું સોલ્યુશન (પાણી) બનાવી દાઘ ઉપર લગાડવું એથી કપડા બગડતા નથી.

**૧૦૮૪. લાકડામાં પુરવા માટે ચુણાની લાંબી**—ભીંજવેલો કલીચુણો ૧ ભાગ, રાઇ ફલોર (Rye flour) ૨ ભાગ, અલસીનું તેલ ૧ ભાગ, અને એમાં રંગ પુરતી અંબર (Umber) નાખી બધાને મેલવી દેવો.

**૧૦૮૫. લાકડામાં પુરવા માટે ફરેંચ લાબી**—બાવલીઓ ગુંદર ૧ ભાગ, પાણી ૨ ભાગ, પટેટો સ્તારચ (પટેટામાંથી કહાડેલો એક જાતનો કાંજીનો આટો) ૩ થી ૫ ભાગ. એ બધાને મેલવી નાખવું

**૧૦૮૬. લાકડાના પાટીઆની જમીનમાં પુરવાની લાબી**—જે પાટીઆની જમીનને વારનીશ મારવું હોય અને તેમાં નાકાં તથા ફાટ પડી હોય તો તેમાં પુરવા માટે હાવી રીતની લાંબી બનાવવી:—સરસ ૨ ભાગ, પાણી ૧૪ ભાગ, પલાશતર આપ પેરીશ ૪

ભાગ, મુડદાર સીંગ ૨ થી ૪ ભાગ. સરસને પાણીમાં પીગલાવી તેમાં પલાશતર આફ પેરીશ તથા મુડદાર સીંગનો બારીક ભુકો નાખી મેળવી દેવો.

૧૦૮૭. સોનીઓ માટે દાગીણાને ચલક કાહુડવની ભુકી—સફેતો $૪\frac{૩}{૧૦}$ ભાગ, ચાક $૧૭\frac{૪}{૧૦}$ ભાગ, કારબોનેટ આફ મેગનેશીઆ $૧\frac{૭}{૧૦}$ ભાગ, એ બધાનો બારીક ભુકો કરી મેલવી દેવો.

૧૦૮૮. પીપોને સાફ કરવાની રીત—થોડા રતલ સુકો ચુણો પીપમાં નાખી તેમાં પાણી રેડીને બંધ કરવું. થોડોવાર પછી તેમાં બીજુ પાણી રેડી તે પીપને ગગડાવવું. પછી સોજા પાણીથી ધોઇ કાહડવું.

૧૦૮૯. સરકાના તથા વાઇનના દાઘ કાહુડવાનો સાબુ—રાા આંઉશ સફેદ સાબુની અંદર ૧ પ્રવાહી દરામ તરપીતન તેલ અને ૨૫ ગરેન નવશાગર નાખી મેલવી દેવો.

૧૦૯૦. ધાતુની ચીજોને ચલક કાહુડવાની મેલવણી—રોતન સ્તોન (Rotten Stone) નો બારીક ભુકો લઇ તેને મલમલના કપડામાંથી ચાલી કાહડવો. પછી એ ચારેલો ભુકો ચોકટ લાહી જેવો થાય એટલો તેમાં નરમ સાબુ નાખી ખુબ મસલીને મેલવી દેવો. દર અરધો રતલ એ મેલવણીએ ૧ાા પ્રવાહી આંઉશ તરપીતન તેલ મેલવવું. પછી એ મેલવણીના ગોલ દડા બનાવી રાખવા. એ દડા જલદી સુકઇને કઠણ થશે. જયારે ધાતુની બનાવેલી કોઇબી ચીજને ચલક કાહડવી હોય તો તેની ઉપરના ચીકાશના દાઘ અથવા કચરો વગેરે પહેલા સાફ કરવા. પછી પેલા દડામાથી થોડી ભુકી લઇ તેમાં જરા પાણી રેડી લાહી જેવી કરી તેની ઉપર લગાડવી અને સુકા કપડાના કટકાએ કરી ઘસીને સાફ કરી નાખવી એટલે સારો ચલકાટ નીકલશે.

૧૦૯૧. લાકડાના સામનને પાલીશ કરવાનું મીન—પીલુ મીન ૪ ભાગ અને રાલ ૧ ભાગને એક વાસણમાં નાખી ચુલાપર મુકી તાવીને મેલવી દેવું. પછી ચુલા ઉપરથી એથે ઉતારી જરાવાર રહીને તેમાં સોજું તરપીતન તેલ ૨ ભાગ નામી હીલવ હીલવ કરીને મેલવીને બાલડમાં રેડી દેવો. જયારે પાલીશ કરવી હોય તયારેએમાથી થોડું લેઇ ઊનના કપડાના કટકા ઉપર નાખી લાકડાના (ફરનીચર) સામન ઉપર ઘસીને પાલીશકરવી.

૧૦૯૨. તરે તથા કાકૂતરે (તુશાઈ)ને સાફ કરવાની રીત—લાકડા અથવા પતરાની બનાવેલી રંગીન ચીનાઇ થાલી અથવા ખુમચા (તુરાઇ) આવે છે અને જો તેનીપર વારનીશ મારેલું હોય તો તેવી તુરાઈ ઘણા ગરમ પાણીથી કપડાએ કરી નુંછી નાખવી જો ઘણી ખરાબ થઇ હોય તો તેની ઉપર થોડો ઘઉનો આટો ભભરાવી સુકા કપડાએ કરી શારી પેઠે નુછી નાખવી. (જુઓ બીજી રીત ના૦ ૪૭૬

૧૦૯૩ સંગેમરમર (મારબલ) ના પુતલા (બસત) ને સાફ કરવાની રીત—પેહલા તેવા પુતલા ઉપરથી ધુલ વગેરે પખોડી કાહડી ઘણીજ નરમ કીધેલી હાઇડરો કલોરીક એસીડ (Weak hydrochloric acid) થી ધોઇ નાખવું.

૧૦૯૪. ઓક લાકડાના બનાવેલા જુણા સામનને સાફ અને ચલકતાં કરવાની રીત—જો તેવા સામન ઉપર ચીકાશના હાથ પડયા હોય તો ગરમ કીધેલા બીર દારૂથી ધોઇ નાખવું (જુઓ બીજી રીત ના૦ ૧૦૯૫).

૧૦૯૫. બીજી રીત—બીરદારૂની અંદર ખાંડ તથા મીન નાખીને ઉકાલવું. પછી પીછીએ કરી એ મેલવણી લગાડવી. જ્યારે સુકાય એટલે નુંછીને ચલક કાહડવી.

૧૦૯૬. પીતલને સાફ કરવાની રીત—સ્પીરીટ આફ આમોન્યા અને સરકાને મેલવી પીતલ ઉપર ઘસડીને ચોપડવી પછી બલાટીંગ પેપર ને સ્પીરીટ વાઇનમાં બીજવી તેથી નુછી નાખવું.

૧૦૯૭ રૂપાને સાફ કરવાની રીત—શોલ્યુશન આફ તારતારને ઊકાલવુ અને તે ખુબ ગરમ હોય તેટલાંજ તેમાં રૂપાની ચીજો મુંકાને થોડી મીનીટ રેહવા દેવો પછી તેમાંથી કાહડીને નરમ ચામડાએ કરી શારી પેઠે નુંછી નાખવી.

૧૦૯૮ રૂપાના વાસણોને સાફ કરવાની ભુકી—૪ ભાગ પાઇપ કલેની ધોયલી બારીક ભુકી ને એક ભાગ પ્યુરીફાઇડ તારતારની ભુકીની સાથે સારી પેઠે મેલવી નાખો.

૧૦૯૯ સોનાના વાસણોને શાફ કરવાની ભુકી—પેરીશ રેડ (Parisred) ને નરમ ચામડાથી લગાડીને શાફ કરવા.

૧૧૦૦ કાગજ ઊપર સોનેરી અક્ષરો છાપવાની રીત—છાપવાની પીલા રંગની સાહી લેવી એ સાહીને છાપવાના નવા રોલર થી તાઇપની ઊપર લગાડીને કાગજને છાપી કાહડી તરતજ એ છાપેલા કાગજ ઉપર સોનેરી બરાઊઝની ભુકી નાખી રૂઇથી બધે ફરતી લગાડ

વી એટલે શાહીની શાથે ભુકી વલગી જશે અને જે છાપેલુ હશે તે સોનેરી દેખાશે.

**૧૧૦૧ જલદીથી પીગલી જાય એવી ધાતુની મેલવણી**—જસત ૧ આંઉસ, બીસમઠ ૧ આંઉસ અને સીસું ૧ આંઉસ. એ ત્રણ ધાતુઓને શાથે તાવીને મેલવી દેવો. એ ધાતુની જે મેલવણી બનશે તે ગરમ પાણીમાં પીગલી જશે.(જુઓ બીજી રીત ના૦ ૧૧૦૨)

**૧૧૦૨ બીજી રીત**—બીસમઠ ૧૪ ભાગ, પારો (મરકયુરી) ૧૬ ભાગ, સીસું ૩૨ ભાગ એ બધાને તાવીને મેલવી દેવો (જુઓ ત્રીજી રીત)

**૧૧૦૩ ત્રીજી રીત**—બીસમઠ ૪ ભાગ, સીસું ૪ ભાગ, અને, પારો ૧ ભાગ. (જુઓ ચોથી રીત ના૦ ૧૧૦૪)

**૧૧૦૪ ચોથી રીત**—સીસું ૨ ભાગ, બીસમઠ ૧ ભાગ (જુઓ પાંચમી રીત ના૦ ૧૧૦૫)

**૧૧૦૫ પાંચમી રીત**—બીસમઠ ૩ભાગ, સીસું ૬ભાગ, સુરમો ૩ ભાગ F. 141

**૧૧૦૬ ખોટું લસણીઉ બનાવવાની રીત**—ચોખો સફેદ કાચ ૨ આંઉશ, ગલાસ આફ એનતીમની ૧ આઉશ, કાશીઅસ (Cassius) નો ભુકો ૧ ગરેન, મનગનીસ ૧ ગરેન. એ બધાને જુદો જુદો બારીક ભુકો કરવો. પછી એક બીજામાં ભેલીને સારી પેઠે મેલવી દેવો. પછી તેને એક મુસમાં ગાલી કાહડવું. એજે મેલવણી થશે તે લસણીઉ જાતનો ખરો હીરો આવેછે તેને બરાબર મલતી થશે કે જે એક સાધારણ માણસથી તે ખોટુંછે એવું પારખી શકાશે નહી.

**૧૧૦૭ ઉંદરોને લલચાવનારી ખુશબો**—સુવા અથવા વલીઆરીનુ તેલ પાઆ આંઉસ, હીંગનો અરક (ટીંકચર એશોફતીદા) પાઆ આંઉસ. એ બેઉને મેલવી દેવું આ મેલવણી ઉંદરોના છટકાને લગાડવી એટલે ઉંદરો તેના વાશથી તે તરફ લલચાઇને દોરી આવશે જેથી છટકામાં તરત શપડાઇ જશે. (જુઓ બીજી રીત ના૦ ૧૧૦૮)

**૧૧૦૮ બીજી રીત**—હીંગનો બારીક ભુકો ૮ ગરેન, ઓઇલ આફ રોહડીયમ (એક જાતની ધાતુનું તેલ) ૨ દરામ, સુવા અથવા વલીઆરીનુ તેલ ૨ દરામ. એ બધાને મેલવી ઉપર પરમાણે છટકાને લગાડવું.

**૧૧૦૯ હાથીદાંત પીલુ થઈ ગયુ હોય તેને શાફ કરવાની રીત**—ફટકીના સોલ્યુશનમાં હાથીદાંતને એક કલાક સુધી ભીંજવા રાખવુ પછી તેને ઉનનાં કપડાથી લુછી નાખી તેને સનના કપડામા

વીંતાલી રાખીને શુકાવા દેવો. ફટકીનું શોલયુશન બનાવવું હોયતો પાણીમાં સફેદી ઉતરે તયા સુધી તેમાં ફટકી ઉકાલવી અને થંડું પડેને તેમાં ઉપર પરમાણે હાથી દાંતને મુંકવું. જુઓ બીજી રીત ના૦૧૧૧૦

૧૧૧૦ બીજી રીત—કલીચુણાને પાણીમાં ભીજવી પટલી લાહી જેવું કરી ચુહુલા ઉપર મુકી ગરમ કરવુ. તથા તેમાં હાથીદાંતને મુકી તે હાથીદાંત સફેદ થાય તયાં સુધી રેહવા દેવો. પછી હાથી દાંતને તેમાંથી બાહર કાહડી નુછી નાખી ઊપર પરમાણે સુકવીને પછી પાલીશ કરવી.

૧૧૧૧ હાડકાંને સાફ કરવાની રીત—સુકકા કલીચુણો અને શુલાને પાણીમાં મેલવી તેમાં હાડકાં મુકી તે હાડકાં પરથી ચીકાશવાલી ચીજ નીકલી જાય અને હાડકાં સફેદ થાય તયાં સુધી ઉકાલવા.

૧૧૧૨ ફ્રેંચ સીમેંટ—સાબુ ચોખાના આટામાં ગુંદરનું પાણી રેડી મેલવીને લાહી જેવી ઘટ કરવી. એ લાહી કાગજના ફુલ બનાવનારાઓને માટે ઘણી શારીછે કેમકે એઘણા દાહડા શુધી બગડતી નથી અને જો એ લાહી વધુ વખત રેહેવાથી કઠણ અથવા શુકકી થઇ—ગઇ હોયતો તેમાં જરા પાણી મેલવયાથી પાછી નરમ થશે. F.138

૧૧૧૩ માખણને વધુ વખત શોજુ રાખવાની રીત-પેહલા માખણને શોજા થંડા પાણીથી એક વાસણમાં શારી પેઠે ધોવું પછી તે માખણમાં નીમખ નાખી મેલવી દેવું. એક રતલ માખણે આશરે સવા તોલો નીમખ લેવું જો વધારે દાહડા રાખવુ હોયતો જરા વધારે નીમખ તેમાં લેવું. (જુઓ બીજી રીત ના૦ ૧૧૧૪) F. 66

૧૧૧૪. બીજી રીત—માખણની શાથે મધને મેલવી નાખવુ એક રતલ માખણે એક આંઉશ મધ મેલવવું. પેહેલા માખણને સેહજ ગરમીથી ગરમ કરી પછી તેમાં મધ નાખવું. F. 66.

૧૧૧૫. કાચનો ભુકો કરવાની રીત—કાચને લાલ ચોલ જેવો ગરમ કરવો. પછી તેને એકદમ થંડા પાણીમાં નાખશો તો તરત ભુકો થઇ જશે. પાલીશના જે કાગજો બનાવવામાં આવેછે તેમાં એવી રીતની બનાવેલી ભુકી વાપડેછે.

૧૧૧૬. વાઈત રોઝ નામનું સુંગધી એસેનસ—રોઝ સ્પીરીટ ૪ આંઊશ, વાયોલેટ એસેનસ ૨ આંઉસ, જેશમીન એસેનસ ૧ આંઉશ, પેચોલી એક્ષત્રકત અરધો આંઉશ, એ બધાને એક કાચની સીસીમાં મેલવી દેવો.

૧૧૧૭. એસેનસ બોકુએટ (Essence Bouquet) નામનુ સુંગધી એસેનસ—રોઝ સ્પીરીટ ૪ આંઉસ, એમબરગ્રીશ ટીંકચર ૧ આંઉસ, ઓરીશ (Orris) ૨ આંઉશ, બરગેમાટ ઓઇલ પાઆ આંઉસ, લેમન ઓઇલ ૧ દરામ, એ બધાને કાચની સીસીમાં મેલવી નાખવું.

૧૧૧૮. ન્યુ માઉન હે (New Mown Hay) નામનુ સુંગધી એસેનસ—તોનકા ટીંકચર (Tonka Tincture) ૪ આંઉસ, મશક ટીંકચર ૧ આંઉશ, બેનઝોઇન ટીંકચર ૧ આંઉશ, રોઝ સ્પીરીટ ૧ આંઉસ, રોઝ જીરેનીઅમ ઓઇલ ૪૦ ટીપા, બરગેમાટ ઓઇલ ૪૦ ટીપા, આલકોહલ ૧ આંઉસ, એ બધાને કાચની સીસીમાં મેલવી નાખવું.

૧૧૧૯. વેશત એનડ નામનું સુંગધી એસેનસ—રોઝ સ્પીરીટ ૬ આંઉસ, વરબીના એક્ષત્રકટ ૧ આંઉસ, મશક ટીંકચર ૨ આંઉસ, સુખડનું તેલ ૨૦ ટીપા. એ બધાને એક સીસીમાં મેલવી નાખવું.

૧૧૨૦. હેલીઓતરોપ (Heliotrope) નામનુ એસેનસ—વનીલાટીંકચર ૮ આંઉસ, ગોલાબનું એસેનસ ૪ આંઉસ, ઓરંજ ફ્લાવર એસેનસ ૨ આંઉસ, ટીંકચર ઓફ એમબરગ્રીશ ૨ આંઉસ, ટીંક્ચુર ઓફ સીવેટ અરધો આંઉશ,કડવી બદામનું તેલ ૧૦ટીપા. આલકોહોલ ૧ પેંટ.

૧૧૨૧. એનગીલીકા એસેનસ—અરધો આંઉશ એનગીલીકા ઓઇલ (Angelica oil)માં એક બાતલી (૯૦ ઓવર પૂરૂફનો) આલકોહલ નાખી બાતલીને હીલવ હીલવ કરી મેલવી દેવો.

૧૧૨૨. બરગામોટનું એસેનસ—પાઆ આંઉસ ઓઇલ ઓફ બારગામોટને ૧ બાતલી (૯૦ ઓવર પૂફને) રેકતી ફાઇડ સ્પીરીટમાં નાખી હીલવ હીલવ કરી મેલવી દેવો.

૧૧૨૩. કાફીનું એસેનસ—ભુજીને બારીક છુંડેલી શોજી કાફી પા આંઉસને એક પોહલા મોહડાની બાતલીમાં નાખી તેમાં દોઢ બાતલી (૯૦ઓવર પુરૂફનો) રેકતી ફાઇડ સ્પીરીટ નાખી થોડા કલાક રેહવા દેવો પછી તેને ગાલીને બીજી બાતલીમાં ભરી રાખવી.

૧૧૨૪. ગોલડ વાતર એસેનસ—અરધો ગીઆલન (૯૦ ઓવર પુરૂફનો) રેકતી ફાઇડ સ્પીરીટમાં લીંબુનું તેલ ૪ દરામ, ગોલાબનુ તેલ ૧ દરામ, જાયફૂલનું તેલ ૧ દરામ, તજનું તેલ ૧ દરામ, ઓઇલ

ઓફ કેલામસ (Oil of Calamus) અરધો દરામ, લવંડરનુ તેલ અરધો દરામ, ઓઇલ ઓફ જુનીપર (Oil of Juniper) અરધો દરામ અને લવંગનું તેલ પાઆ દરામ નાખી મેલવીને રેહેવા દેવો. જ્યારે તેલ સ્પીરીટની શાથે બરાબર મલી જાયકે ગાલી કાહડી બાટલીઓમાં ભરી રાખો.

૧૧૨૫. સાંચાઓ ઉપર છાપેલા લેબલ વલગાવા માટે લાહી—સાંચા (મસીનના)ના ભાગો ઉપર છાપેલા લેબલો વલગાવે છે કે જેથી સંચા જોડતી વખતે બરાબર તેના ભાગો માલમ પડી આવે પણ તેને જે લાહીથી વલગાવેછે તે વખતપર હવાઇ જઇને તે વલગાવેલી ચીઠીઓ અથવા નંબરો નીકલી પડેછે, જે ઘણી વેલા તે સંચાના ભાગો ઓલખવાને મેહેનત પડે છે તેથી આએ રીત પ્રમાણે લાહી બનાવીને લેબલ વલગાવેઆ હોય તો તે નીકલી પડતા નથીઃ—રાઇ ફ્લોર (Rye flour) અને સરસની લાહી બનાવી તેમાં અલસીનું તેલ અને તરપીતન નાખી મેલવી દેવો. એક રતલ આટો હોય તો અરધો આંઉસ અલસીનું તેલ અને અરધો આંઉસ તરપીતન લેવુ.

૧૧૨૬. પાણીથી ભીજાઇને નોકલી નહી જાય એવો સરસ. બનાવાની રીત—સરસ એક ભાગ લઇ તેનો બારીક ભુકો કરવો તથા અલસીતું ગાહરૂ તેલ ૧ ભાગ લઇ તેને કકરા પડતું ગરમ કરી તેમાં સરસનો ભુકો નાખી પીગલાવીને ખુબ મેલવી દેવો. જો લાકડાના કટકા વલગાવવા હોય તો તે બેઉ કટકાઓની ધારને રેંપીને સાફ કરવી. પછી તે સાફ કીધેલી બાજુને જરા ગરમ કરી તેનીપર પેલો સરસ ગરમ ગરમ લગાડીને બેઉ કટકાઓને જોરથી દાબીને વલગાવી રાખવા.

૧૧૨૭. જોકી કલબ નામનું શુગંધી એસેનસ—એક્ષતરેક્ટ આફ જેસમીન ૫ આંઉસ, એક્ષતરેક્ટ આફ વાયેલેટ ૨૦ આંઉસ, એક્ષતરેક્ટ આફ મશક ૭ આંઉસ, એક્ષતરેક્ટ આફ વનીલા ૧॥ આંઉસ, ગોલાબનું તેલ ૧॥ આઉસ, સુખડનું તેલ ૧॥ દરામ, આરંજ બલાશમ ઓઇલ ૪૦ ટીપા, બેનઝાઇક એસીડ ૨ દરામ અને ઓલકોહલ ૨ થી ૪ પેંટ. એ બધા તેલોને ઓલકોહલમાં મેલવી નાખવા.

૧૧૨૮. કારબોલીક આશીડના કાગજ બનાવવાની રીત એ કાગજ ખરાબ વાશ દુર કવાને માટે કામમાં આવે છે. સ્તીરીન (Stearine) ૫ ભાગ, પેરાફીન (Paraffine) ૬ ભાગ, અને કાર-

ઓક્ષીક એસીડ ૨ ભાગ. એ બધાને મધીઅમ ગરમથી તાવીને મેલવી દેવો. એ મેલવણી કાગજ ઉપર પીછીથી લગાડવી.

૧૧૨૯. ન્યુ ગારડન નોઝગે નામનું શુગંધી એસેનસ— એક્ષતરેક્ટ આફ નીરોલી ૨૫ ભાગ, અક્ષતરેક્ટ આફ આકાશીઆ (Extract of Acacia) ૨૫ ભાગ, એક્ષતરેક્ટ આફ ત્યુબરોઝ ૨૫ ભાગ, એક્ષતરેક્ટ આફ જેસમીન ૨૫ ભાગ, રોઝ જીરેનીઅમ (Rose Geranium) ૨૫ ભાગ, એસેનસ આફ મશક ૧૦ ભાગ. એ બધાને એક કાચના બુચની સીસીમાં મેલવી નાખવું.

૧૧૩૦. વીકટોરીઆ એક્ષતરેક્ટ નામનું શુગંધી એશેનસ— ગોલાબનું તેલ ૨ દરામ, ઓઇલ આફ નારોલી ૨ દરામ, ઓઇલ આફ બરગેમાટ ૪ દરામ, ઓઇલ આફ કોરીયનદર ૧૬ ટીપા, ઓઇલ આફ લવંડર ૧૬ ટીપા, ઓઇલ આફ આલસ્પાઇશ,( Oil of All-spice) ૧૪ ટીપા, એક્ષતરેક્ટ આફ જેસમીન ૨ આંઉસ, એક્ષતરેક્ટ આફ મસકર આંઉસ, એક્ષતરેક્ટ આફ ઇરીશ(Extract of Iris)૧૬. આંઉસ, બેનઝાઇક ૨ આંઉસ, એલકોલોલ ૧ થી ૪ પેંટ. એ બધાને કાચના બુચની બાટલીમાં મેલવી નાખો.

૧૧૩૧. એમપરેસ યુજીની નોઝગે નામનુ પરફ્યુમ—એક્ષતરેક્ટ આફ મશક ૧ ભાગ, એક્ષતરેક્ટ આફ વનીલા ૧ ભાગ, એક્ષતરેક્ટ આફ તોનકા બીન ૧ ભાગ, એક્ષતરેક્ટ આફ નીરોલી ૧ ભાગ, એક્ષતરેક્ટ આફ રોઝ જીરેનીયમ ૨ ભાગ, એક્ષતરેક્ટ આફ સેંડલઉડ ૨ ભાગ, અને એસેનસ આફ રોઝ ૨ ભાગ.

૧૧૩૨. આઇસ પોમેડ—સોજુ ઓલીવ ઓઇલ ૨૦૦૦ ભાગ, સ્પરમાસીટી ૫૦૦ ભાગ, ઓઇલ આફ બરગેમાટ ૫૦ ભાગ, નારોલી ૧૦ ભાગ, ઓઇલ આફ કારનેશન પીંક (Oil of Carnation Pink) ૩૦ ભાગ, પેહલા ઓલીવ ઓઇલ અને સ્પરમાસીટીને એક વાસણમાં નાખી આતશના અંગારપર મુકી પીગલાવીને મેલવી નાખો. થંડું પડવા પછી તેમાં બાકીના બધા તેલ નાખી મેલવી દેઇ, કાચના ચપુઓમાં ભરો. એ પોમીતમ બાલને લગાડવાના કામમાં આવે છે.

૧૧૩૩. લાલ રંગનુ પોમેતમ—કાચના એક વાશણમાં ૬૦ ભાગ સોજું ઓલીવ ઓઇલ, ૩૦ ભાગ સફેદ મીન. ૩૦ ભાગ સ્પરમાસીટી અને ૩ થી ૪ ભાગ આલકાનેટનો છુંડેલો ભુકો નાખી ચુલા ઉપર મુકી પીગલાવીને મેલવી દેવો. જ્યારે તે રાતા રંગનું થાય કે

ચુલા ઉપરથી ખાલી કાહડવું. જરા થંડું પડવા આવે કે તેમાં ૪ ભાગ સુગંધી તેલ નાખવું તથા ગોલાબના થોડા ટીપા નાખી મેલવીને કાચની પોહરા મોહડાની સીસીઓમાં રેડવી.

૧૧૩૪ બરેટફેલ્ડ (Bretfeld Water) વાટર--આએ સુગંધી પાણી કપડા ઉપર છાંટવામાં આવેછે. નીરોલી ૨ પ્રવાહી દરામ, ઓઇલ આફ બરગેમાટ ૨ પ્રવાહી દરામ, લીંબુનું તેલ ૨ પ્રવાહી દરામ, લવનડરનું તેલ ૧ પ્રવાહી દરામ, રોજમરીનું તેલ ૧ પ્રવાહી દરામ જાંવતરી ૩૦ ગરેન, કસતુરી ૪।। ગરેન, એમબરગ્રીશ ૭।। ગરેન. એ બધાને એક કાચની બાતલીમાં થોડા સ્પીરીટ આફ વાઇનની અંદર નાખીને બુચ મારી એક મહીના સુધી રેહવા દેવો, પણ તેટલા દાહડામાં તે બાતલીને દરરોજ હીલવ હીલવ કરતાં રેહવુ. છેલે એક બીજી બાતલીમાં એ મેલવણી ઉપરથી નીતોરી લઇ બુચ મારવો.

૧૧૩૫. ફ્લોરીડા વાટર બનાવવાની રીત—બરગેમોતનું તેલ ૮ આંઉસ, આરજનું તેલ ૪ આંઉસ, ઊંચુ લવંડરનું તેલ ૩ આંઉસ લવંગનું તેલ ૧।। આંઉસ, તજનું ઊંચું તેલ પાઆ પેંટ, ટીંકચર આફ ઓરીશ (Tincture of Orris) અરધી પેંટ, ટીંકચર આફ પીરૂ બાલશમ પાઆ પેંટ, ઓલકોલ (૯૫ ઓવર પ્રુફનો) ૪ ગીઆલન, પાણી ૬ પેંટ, એ બધાને મેલવી થોડા દાહડા રેહાને બાતલીઓમાં ભરી રાખો, જો થોડું બનાવવું હોય તો ઉપર પ્રમાણે બધુ થોડું થોડું લેઇને બનાવો. જુવો બીજી રીત ના૦ ૧૧૩૬.

૧૧૩૬. બીજી રીત—ઓઇલ આફ બે (Oil of Bay) અરધો આંઉસ, લોફ શુગર ૨ આંઉશ, ઓલકોહોલ (૯૫ ઓવર પ્રુફનો) ૧ પેંટ, રેકતી ફ્રુઇડ સ્પારીટ (૬૦ દીગરીનો) અથવા ન્યું ઈંગલંડ રમ ૭ પેંટ. પેહલા લોફ શુગર તથા તેલને સારીપેઠે મેલવી દેવું. પછી તેમાં ઓલકોહલ હુમેરો અને છેલે તેમાં સ્પીરીટ અથવા રમ મેલવવું. સ્પીરીટને બદલે ન્યુ ઇંગલાંડ રમ વાપડશો તો વધારે શારૂ (જુઓ તીજી રીત ના૦ ૧૧૩૭.

૧૧૩૭. તીજી રીત—બરગેમોતનુ તેલ ૪ આંઉસ, લીંબુનું તેલ ૬ આંઉસ, લવંડરનું તેલ ૧ આંઉસ, લવગનું તેલ ૬ દરામ, ઓલકોહલ ૩⅞ ગીઆલન, પાણી ૬ પેંટ પેહલા ઓલકોલની અંદર ઉપલા બધી જાતના તેલ નાખી મેલવી દેવો. જ્યારે ઓલકોહલની સાથે મલીજાય કે તેમાં પાણી રેડી ગાલી કાહડી સીસીઓમાં ભરી બુચ મારવો (જુઓ ચોથી રીત ના૦ ૧૧૩૮)

૧૧૩૮. ચોથી રીત—બરગેમોતનું તેલ ૮ આંઊસ, નેરોલી ૪ આંઊશ લવંડરનું તેલ ૩ આંઊસ, લવંગનુ તેલ ૧॥ આંઊસ, તજનું તેલ પા આ આંઊસ, ટીંક્ચર આફ ઈરીશ (Tincture of Iris) અરધી પેંટ ઓલકોહલ ૪ ગીઆલ એને ઉપર પ્રમાણે બનાવી.(જુઓ ના૦ ૧૧૩૮) સીસીઓમાં ભરો.

૧૧૩૯. ગાલને ગોલાબી કરવાની મેલવણી—૧૬ ગરેન કારમીન (કીરમજમાંથી બનાવેલો રંગ) અને કારબોનેટ આફ મેગને શીઅમ ૧ દરામને મેલવી દેવો.

૧૧૪૦ વીનાગરા રૂઝ (ગાલને ગોલાબી) કરવા માટે—કીરમજ ૩ દરામ, કારમીન લેક ૩ દરામ, ઓલકોહલ ૬ દરામ. પેહલા એક પેંટ સરકામાં લવંડરના તેલના થોડા ટીપા નાખી સરકાને ખુશબોદાર કરવો. પછી એ સરકામાં ઉપલી બધી ચીજો નાખી પીગલાવીને મેલવી દેવો.

૧૧૪૧. શરીરની ચામડીને સફેદ કરવાની ભુકી—ઓક્ષાઈડ ઓફ ઝીંકનો બારીક ભુકો ૧ આંઉસ, સ્તારચ (સાબુ ચોખાનો આટો) અથવા ચોખાનો દરેલો જીણો આટો ૮॥ આંઉસ, અને ગોલાબનું તેલ ૩ ટીપા. એ બધાને મેળવી નાખી બાકસમાં ભરવું. એને વાઈત અથવા પરલ પાઉડર કહેછે.

૧૧૪૨. આઈલ પેંટીંગના પીકચરોને પેક કરવાની રીત—તેવા પીકચરો તેની ફ્રેમમાંથી બાહર કાહડવા પછી તે રંગેલા પીકચરની ઉપર રેશમનો કુચો અથવા રૂ૦ ફરતો પાંથરવો. અથવા પટલી ફલાનેલ ફરતી પાંથરવી. પછી તે પીકચરની ગોલ વીટ (ગરી) વાલવી. એ વીટની અંદરનો વીઆશ છેક નાહનો નહી પણ મોહનો રાખવો. પછી પેતીમાં મુકી પેક કરવા.

૧૧૪૩. પતરાના છાપરા ઉપર લગાડવાનો રંગ—અલસીનું તેલ ૩૦ ભાગ, તરપીતન તેલ ૧૦ ભાગ, કોલકોથાર (Colcothar) ૧૪ ભાગ, ગેરૂ ૪૬ ભાગ. ગેરૂ તથા કોલકોથારને છુંડીને બારીક કરી અલસી તથા તરપીતનમાં મેલવી દેવો. એ રંગ પતરા ઉપર છેક ઘણો જાડો નહી તેમજ ઘણો પટલોબી નહી લગાડવો. જો એ રંગનો એક હાથ શુકાયા પછી તેનીપર બીજો હાથ મારશો તો તેની પર હવાની પણ કંઈ અશર થશે નહીં. (જુઓ બીજી રીત ના૦ ૧૧૪૪.)

૧૧૪૪. બીજી રીત—એ રંગમાં ૩૫ ટકા સલેતનો છુંડેલો

બારીક ભુકો, ૩૦ ટકા માઈકા સલેટ (Mica Slate)નો છુંદેલો બારીક ભુકો અને ૩૫ ટકા રાલને છુંદેલો ભુકો લેવો. એ બધો જેટલો થયો હોય તેનો અરધો ભાગ શોજો કોલતાર(Coal-tar)એમાં નાખી મેલવીને ચુલા ઉપર મુકી ખુબ ગરમ કરી મેલવી નાખવું. એ રંગ પીછીથી છાપરા ઉપર લગાડવો. આએ રંગની ખુબી એવી છે કે ગમે એવા ઉનાલાના તાપથી એ રંગ તતરીને નીકલી જતો નથી તેમજ બીણાશની પણ કંઇ અશર એનીપર થતી નથી. તેમજ એક વખત એ રંગ લગાડયો હોય તો ફરી બીજા ચાર પાંચ વરશ શુધી રંગની ગરજ રેહતી નથી.

૧૧૪૫. **જેલીપર ફુગ નહીં ચહડે તેનો ઉપાય**—જેલીને બરણીમાં અથવા પાટમાં ભરીઆ પછી તેની ઉપર બારીક છુંદેલી શાકરીઆં ખાંડનું પાઆ ઇચ જાડું પર કરવું. પછી તે બરણી અથવા પાટનું મોહડું ફુકાના ચામડાથી અથવા મીનના કાગજથી મજબુત ઢાંકીને બાંધી લેવું.

૧૧૪૬. **પેચોવલી શોપ (ખુશબોદાર સાબુ)**—ચરબીનો શોજો સાબું ૧૨૫૦ ભાગ, ઓઈલ આફ પેચોવલી ૧૨॥ ભાગ, સુખડનું તેલ ·. ભાગ, સાબુને પેહલા પીગલાવી થંડો પડેને તેમાં તેલ મેલવી નાખી મોલડમાં ઓટી કાહડો.

૧૧૪૭. **કપુરનો સાબુ બનાવવાની રીત**—સોજો ચરબીનો સાબું ૧૫૦૦ ભાગ, રોઝમરીનું તેલ ૪૦ ભાગ, લવંડરનું તેલ ૫ ભાગ, કપુર ૬૦ ભાગ, પહેલા કપુરનો બારીક ભુકો કરી તેલની સાથે મેલવી દેવો. પછી સાબુને પીગલાવી થંડો પડેને એ મેલવણી તેમાં નાખી મેલવીને મોલડમાં ગોટીઓ ઓટી કાહડવી.

૧૧૪૮. **જાહાડો જોઇને બીમારીની પરીક્ષા**—જો વાયુનું જોર ઘણું હોય તો જાહાડો (પેટ) ફીણ જેવો અને સુકો બરાંટ કરતો આવે તથા તેનો રંગ ભુરો અને મોહતો ભાગ પાણી શાથે આવે.

૧૧૪૯. **બીજુ**—પીતનું જોર ઘણું હોય તો જાહાડો લીલો, પીલો વાશ સાથે કઠણ અથવા પાણી જેવો ગરમ આવે. કલેજાનું દરદ તથા પીત વીકાર હોય તો લીલો જાહડો આવે.

૧૧૫૦. **તીજુ**—કફનું જોર વધારે હોય તો જાહડાનો રંગ સફેદ અને તે દરદ સાથે રાતો ચીકાશના જેવો આવે છે.

૧૧૫૧. **ચોથું**—પીતની તથા કલેજાના કેટલી એક બીમારીઆં અને કમલામાં સફેદ જાહડો આવે.

૧૧૫૨. પાંચમું—પીત્ત વાયુનું જોર હોય તો કાલો અને પીલો મેલ ગાંગરીની મીશાલે આવે છે. છઠું—

૧૧૫૩. છઠું—કોલારાના રોગમાં ઘણું કરી ચોખાના પોવન જેવો અથવા સફેત કાંજીના જેવો જાહડો આવે છે. સાતમું—

૧૧૫૪. સાતમું—કાલો અથવા લીલો જાહડો આવે તો તે કલેજાંનું દરદ અને પીત્તવીકાર બતાવે છે. આઠમું—

૧૧૫૫. આઠમું—અજીરન વીકારનો જાહડો થંડો જેવો અને પટલો આવે અને જો ખાનું બરાબર હજમ નહી થયું હોય તો વખતે જાહાડામાં ખોરાકનો ભાગ પણ પડે છે. નવમું—

૧૧૫૬. નવમું—જલંદરનો જાહડો ઘણા ખરાબ વાસ શાથેં સફેદ હોય છે. દશમું—

૧૧૫૭. દશમું—હમેશ કરતાં વધારે કઠણ જાહડો પેટની કબજીઆત બતલાવે છે. મરડાની સરૂઆતમાં પણ જાહડો ઘણો સખત આવે છે. અગીઆરમું—

૧૧૫૮. અગીઆરમું—મરડાના જાહાડામાં લોહી અથવા સીમટ અથવા લોહી અને સીમટ બેઉ સાથે આવે. બારમું—

૧૧૫૯. બારમું—હરશના મસાના રોગમાં લાલ લોહી જાહડામાં ઘણું પડે અને ઘણુંકરીને લોહીની ધાર પડે છે.

૧૧૬૦ જીભ ઉપરથી બીમારીની પરીક્ષા—તનદરોશત હાલતમાં થુક અથવા લગથી જીભ ભીણી હોય છે અને તે ઉપર આંગલી મેલવાથી તેનો ભીણાસ જણાઇ આવે છે. જો વાયુનું જોર હોય તો જીભ ઉપર કાટરા પડેલા દેખાય અને જીભનો રંગ કાઇએક પોલાસ પર હોય. બીજુ—

૧૧૬૧. બીજું—પીટનું જોર હોય તો જીભ પીલી અથવા લાલ કાલી જેર નજરે આવે. ત્રીજું—

૧૧૬૨. ત્રીજું—જરી તાવ તથા સીટલા, ગોવરૂ વગેરે ચેપી તાવમાં, હોજરી તથા આતરડાના સોજાની બીમારીમાં અને જોરાવર તાવની ઘણીખરી બીમારીમા જીભ સુકકી હોય છે. ચોથું—

૧૧૬૩. ચોથુ—કફનું જોર હોય તો જીભ ઉજલી ચલકતી દેખાય. પાંચમું—

૧૧૬૪. પાંચમું—ચરમો અને સંઘરનીવાલાઓની જીભનો રંગ લાલ ઘેરા જેવો હોય. છઠું—

૧૧૬૫. છઠું—અતેશારવાલાની જીભનો રંગ મધના રંગ જેવો હોય. સાતમું—

૧૧૬૬. સાતમું—ટાંકીનો આજાર થયો હોય તો તેની જીભ ફાટીને ખરબચ કાંટા સરખી થઈ તેમાંથી પાણીની મીશાલે નજર આવે છે. આઠમું—

૧૧૬૭. આઠમું—લકવાના મરજમાં જીભ બાહર કહડાવવાથી તે એક બાજુપર ખેંચાએલી રહેછે અને મોહડાની વચેવચમાં રેહતી નથી. એવી જીભ અરધુ અંગ રહી ગયલુ દેખાડે છે. નવમું—

૧૧૬૮. નવમું—માણસની અજલ વખતે જીભ સુપરાની મીશાલે અને તરચેની જેવી ફીણ સાથે માલમ પડેછે. દશમું—

૧૧૬૯. દશમું—મોહડાવાતે અથવા બીજે રશતે ઘણું લોહી ગયા પછી જીભનો રંગ ફીકો દેખાયછે.

૧૧૭૦. હાથની નાડી ઉપરથી બીમારીની પરીક્ષા—માણસ ની નાડીની ચાલ પાંચ તરેહની હોયછે. ૧ લું—નબલી. ૨ જું—ભારે. ત્રીજું—ઉતાવલી, ચોથું—વેહલી. પાંચમું—દોડે ઠસો (આ ચકો) ખાઇને અથવા ખાંચો નાખીને ચાલે. જયારે કોઇની નાડી નબ લી ચાલે ત્યારે સમજવુ કે તેને ફેફસા અથવા મગજમાંથી દરદ ઉઠેલું છે. બીજું—

૧૧૭૧. બીજુ—જેની નાડી ભારે ચાલે તેનું જાણવું કે લોહી નું જોરછે.જોરાવર માણસના તાવના, ભેજાંના વરમમાં, દીલ ગુરડાના અંદરના દરવાજાની બીમારીમાં નાડી ભારે અથવા ભરેલી હોયછે. ત્રીજુ—

૧૧૭૨. ત્રીજુ—જેની નાડી ઘણી ઉતાવલી ચાલે તેને સમજવુ કે મગજમાં ગરમી થયલી છે ને ગરમીથી રોગ ઉઠેલોછે. ખફીમ અને ઘણી નબલાઇ હોય તયારે પણ તે ઝડપથી ચાલેછે. લુ લાગવા થી નાડી જલદી ચાલેછે. જેમ નાડી ઉતાવલી થતી જાય તેમ દરદ નું જોર ઘણુંકરી વધેછે. ચોથું—

૧૧૭૩. ચોથું—જેની નાડી નરમ અને ઊતાવલી ચાલે અને તે શાથે અંગ થંડું હોય તેને ઘણી નબલાઈ તથા સરદીનું જોર સમજવું. પાંચમુ—

૧૧૭૪. પાંચમુ—જેની નાડી બે ત્રણવાર ચાલીને ઠસો (આ ચકો) ખાતી હોય તેને ઘણી નબલાઇ અને વધારે બીમારી સમજ વી. એવી નાડીને આંતરીઆ નાડી કહેછે.

૧૧૭૫. પીસાબમાં તેલનો છાંટો નાખી દરદ જોવાની રીત—પીસાબની અંદર ગાસની સલી વટે તેલનું ટીપું નાખીને જોવું કે જો તે ટીપું નાખતા તલે જઇને પાછું ઉપર આવે ને તેમાં આતરકું પડે

ને પીસાબનો રંગ કાલો હોય અથવા ત્રાબાના રંગ જેવો હોય તો તે માણસને ઘણું બીમાર જાણવું. બીજુ—

૧૧૭૬. બીજું—જો ટીપુ નાખતાંજ પસરી ગયું તો તેની બીમારી સેહજ જાણવી. ત્રીજુ—

૧૧૭૭. ત્રીજુ—જો કદાપી ટીપું નાખે તેવુંજ રેહ અથવા નીચે બેશે તો તેની બીમારી ઘણી જાણવી. ચોથું—

૧૧૭૮. ચોથુ—કદાપી વાયુનું જોર વધારે હોય તો ટીપું નાખતાંજ પસરી જાય અને પીસાબનો રંગ લાલ અને થંડી હોય. પાંચમું—

૧૧૭૯. પાંચમુ—જો પીતનું જોર ઘણું હોય તો તે ટીપામાં પરપોટા આવે તથા પીસાબનો રંગ પીલો અને તે પીસાબ ગરમ હોય.

૧૧૮૦. ચોપડીઓ માટે સરસ—એક વાસણમાં ૧૨ ભાગ સરસ, ૮ ભાગ પાણી અને ૮ ભાગ સફેત સાબુનો ભુકો નાખી મધીઅમ ગરમીના ચુહુલા ઉપર મુકી પીગલાવો. જયારે બધુ મલી જાય કે તેમાં ૬ ભાગ ફટકીનો ભુકો નાખી લાકડીથી હીલવ હીલવ કરી ગાહરો જેવો કરો. એ સરસ "રપંજ" (વાડલા) થી કાગજ ઉપર ચોપડવો.

૧૧૮૧. માખોને પકડવા માટે સરસ—"કોલોફોની" ૬ ભાગ, સરસીઉ તેલ ૪ ભાગ અને રાલ ૩ ભાગ. એ બધાને ચુહુલા ઉપર પીગલાવીને મેલવી દેવો. એ મેલવણી જાડી લાકડી ઉપર બાઝાડી એક વાસણમાં રેતી ભરી તેમાં તે લાકડીને ઉભી ખોશી મુકવી. એ લાકડી પર માખ બેઠાથી વલગી જશે. (જુઓ બીજી રીત.)

૧૧૮૨. બીજી રીત—રાલ ૮ ભાગ, તરપીતન તેલ ૪ ભાગ, સરસયું તેલ ૪ ભાગ અને મધ અરધો ભાગ. રાલ તથા સરસયું અને મધને શાથે ગરમ કરીને મેલવી દેવો. પછી ચુહુલા ઉપરથી ઉતારી થોડું થંડું પડવા આવે કે તેમાં તરપીતન રેડી શારી પેઠે મેલવી દેવો. એ મેલવણી ઉપર પરમાણે લાકડી ઉપર લગાડી રેતીમાં ઉભી ખોશી મુકવી. (જુઓ ત્રીજી રીત ના૦ ૧૧૮૩.)

૧૧૮૩. ત્રીજી રીત—રાલ ૧ રતલ, ગોલ ૩॥ આંઉસ, અને અલશીનું તેલ ૩॥ આંઉસ. એ બધાને ઉકાલી જાડી લાહી જેવું કરવું. એ મેલવણી ઉપર પરમાણે જાડી લાકડીપર લગાડી રેતીમાં ઉભી ખોશી રાખવી.

૧૧૮૪. ભીંટ ઉપર વલગાવેલા (વાલ પેપર) કાગજમાં કીડા તથા બીજા ઝીણા જણાવરોનો નાશ કરવાની રીત—બે ર

લલ "સ્તાર્ચ પેસ્ત" (સાબુચોખાના આટાની લાહી) ની અંદર એક આંઊસ "કોલોસીંઠ" (Colocynth) નો ઘણોજ બારીક કુટેલો ભુકો નાખીને મેલવી દેવો. એ લાહીથી કાગજો વલગાવવા.

૧૧૮૫. જણાવરોના ચામડાંને જાલવવાની રીત—સલફેટ આફ કોપરનો જેમ બને તેમ ખુબ બારીક ભુકો કરવો. પછી પાણી માં એ ભુકો નાખી લાકડીથી હીલવ હીલવ કરીને લાહી જેવો કરી ચામડાની અંદરની બાજુપર એ મેલવણી પીછીથી કરી તેમાનું પાણી સુકાય નહી તેટલાં તરતજ લગાડી દેવો. એટલે ચામડાના નાકાઓ માંથી એ મેલવણી થોડા વખતજમાં અંદર પેવશ થશે, જેથી ઝીણા જણાવરો તથા કીડાઓથી એ ચામડાનો નાશ થશે નહી.

૧૧૮૬. કીડીઓને દુર કરવાની રીત—ખોરાક મુકવાની અ બરાઇપર અથવા ખોરાક મુંકવાના પીંજરામાં કીડીઓ થતી હોય તે તે અભરાઇ ઊપર ચાક લગાડવો. અથવા માખ પકડવાનું બીણું કાગજ મુકવું, અથવા પાંઊના ભુકાને ટીંકચર આફ કુઆશીઆમાં ભીંજવી જયાં કીડીઓ થતી હોય તયાં મુકવો.

૧૧૮૭. ઊંદરોને નસાડવાની રીત—જો ઘેરમાં ઊંદરો થયા હોય તો તે ઊંદરોના દર ઊપર તાર (Tar) પીછીએ કરી ફરતો ચોપડવો. એટલુંજ નહી પણ તે દરોપર તાર લગાડયા કરશો તો ફ રીથી તાંહાં ઊંદરો આવશેજ નહી.

૧૧૮૮. ઊંદર તથા ઘુસનો ઘાહુન કાહુડવાની ફોશફ્રરશની મેલવણી—ફોશફ્રરશ ૧ આંઊસ અને ગરમ પાણી ૧ પેંટને એક બાતલીમાં નાખી બુચ મારી ખુબ તરેહથી બાતલીને હીલવ હીલવ ક રવી કે જેથી ફોશફ્રરશ પીગલીને પાણી સાથે મલી જાય. પછી તેમાં અરધો રતલ ખાંડ નાખવી, તથાતાવેલી ચરબી ૧ રતલ તેમાં ના ખી લાકડીથી હીલવ હીલવ કરી બરાબર બધાને મેલવી નાખો. પછી તેમાં જવનો આટો ભેલી સારીપેઠે મેલવી નાખી તેની નાહની નાહની ગોલીઓ અથવા કેકના જેવા પોહરા નાહના કટકા બનાવી હવામાં શુ કાતા મુકવા. પછી એ સુકાયલા કટકા અથવા ગોલીઓને છુટા છવા યા ઊંદરના દરની આગલ મેલો અને તે પાસે છાલકી રકાબીમાં પા ણી ભરી રાખવું. જયારે એ ગોલી ઊંદર ખાશે એટલે તરત પાણીની તરશ લાગાથી પાશેની રકાબીમાંનુ પાણી પીને તેનું શરીર ફુલી આવી ને તાંહાંને તાંહાંજ પોહતાં થશે. એ ગોલીઓ અથવા કટકા બચાંઓ ના ખાવામાં નહી આવે તેની સંભાલ રાખવી.

**૧૧૮૯. પથરની અથવા ઈંતરદીની દેવાલ (ભીંટ)ને ભીનાશથી બચવવાની રીત**—કેશતીલ શોપ પોણો રતલ લેઇ એક ગીગાલન પાણીમાં નાખી ખુબ ગરમ કરવું. પછી પીછીએ કરી ભીંટની પર ગરમ ગરમ ચોપડીને ૨૪ કલાક સુધી સુકાવા દેવો. સુકાય એટલે અરધો રતલ ફટકીને છુંડીને ૪ ગયાલન પાણીમાં નાખી પીગલાવીને પીછીએ કરી તેનીપર લગાડો.

**૧૧૯૦ કાલી શાહી (રીડની બનાવેલી)**—પોણો ગયાલન પાણીને કકરા પરતું ગરમ કરી ઉતારવું. પછી તેમાં માયાનો છુંડેલો ભુકો ૧ રતલ નાખી થોડા કલાક રેહવા દેવો. જ્યારે શારી પેઠે પીગલે કે ગાલો કાહડો. પછી તેમાં શલફેટ આફ આયરનનો ભુકો પાઆ રતલ નાખી મેલવવું. (જુઓ ના. ૧૧૯૧)

**૧૧૯૧ કાલી શાહી**—૧ રતલ માયાનો જાડો ભુકો કરી તેમાં પોણો રતલ સલફેટ આફ આઇરન અને ૩ા આંઉસ બાવલનો ગુંદરનો ભુકો નાખી બધાને મેલવી દેવો. પછી તેમાં ૧ કુઆરટ સરકો અને ૧ાા ગયાલન પાણી રેડી બધાને મેલવી દેઇ ૮ થી ૧૪ દાહડા શુધી રેહવા દેવો પણ એટલા દાહડામાં તેને લાકડીથી ઘડી ઘડી હીલવહીલવ કરતાં રેહવું. પછી શાહીને ઉપરથી નીતારી લેઇ બાતલીઓમાં ભરવી.

**૧૧૯૨ કુચુક (ઈંડીઆ રબર)નું બલાકીંગ**—હાડકાની મેશ ૨૦ ભાગ, ગોલ ૧૫ ભાગ, મરકો ૪ ભાગ, સલફ્યુરીક એસીડ ૪ ભાગ અને કુચુક ઓઇલ ૩ ભાગ. પેહલા હાડકાની મેસને એસીડમાં મેલવવી. પછી તેમાં ગોલ નાખી મેલવીને કુચુક ઓઇલ નાખી મેલવીને સરકો નાખી મેલવી દેવો એ બલાકીંગ બુટ તથા જોડ ઉપર લગાડવું. (જુવો બીજી રીત ના૦ ૧૧૯૩) કુચુક ઓઇલ બનાવવું હોય તો જુઓ ના૦ ૧૧૯૪

**૧૧૯૩ બીજી રીત**—હાડકાની મેશ ૬૦ ભાગ. ગોલ ૪૫ ભાગ, ગુંદર ૧ ભાગ, સલફ્યુરીક આસીડ ૨૪ ભાગ, સરકો ૫૦ ભાગ, કુચુક ઓઇલ ૯ ભાગ. એ બલાકીંગ ઉપર પરમાણે બનાવવું (જુઓ કુચુક ઓઇલ બનાવવાની રીત ના૦ ૧૧૯૮.)

**૧૧૯૪ કુચુક ઓઇલ (ઈંડીઆ રબરનું તેલ) બનાવવાની રીત**—૫૫ ભાગ, કુચુક લેઇ તેના નાહાના કટકા કરી તેમાં ૪૫૦ ભાગ, સરસયું તેલ નાખી ગરમીથી પીગલાવીને મેલવી દેવો. (જુઓ બીજી રીત ના૦ ૧૧૯૯)

૧૧૯૫ બીજી રીત—મટોડીના એક વાસણમાં ૧ ભાગ કુચુક (ઈંડીઆ રબર) ના જીણા કટકા કરી નાખવા અને તેમાં ૬ થી ૮ ભાગ અલસીનું તેલ નાખી કોલશાના આતશ ઊપર મુકી પીગલાવીને મેલવી દેવો. પણ તેને લાકડીથી ઘડી ઘડી હીલવયા કરવું.

૧૧૯૬ દેનસીંગ શુ ને માટે બલાકીંગ—બાવલીઓ ગુંદર ૧ ભાગ લોફ્સુગર અરધો ભાગ, હાડકાની મેશ (બોન બલેક) અરધો ભાગ; અને એ મેલવણી ચોપડવા લાયક થાય તેટલું પાણી લેવું. પેહલા ગુદર તથા ખાંડને પાણીમાં નાખી પીગલાવો.પછી તેમાં મેશ નાખી શારોપેડે મેલવી દેવો. એ બલાકીગ વાડલા(સ્પજ) થીલગાડવુ.

૧૧૯૭ બાતલીઓપર બાંધવાના રંગીન કાગજ બનાવવાની રીત—જે રંગના કાગજો રંગવા હોય તેવી જાતનો સુકો એનીલાઇન રંગ (Aniline colour) ૧૫ ગરેન લેવો. પછી તેને ૧ આંઉસ ઘણોજ નરમ રેકતીફાઇડ આલકોહલમાં નાખી પીગલાવો તથા તેમાં ૧૦ આંઉસ દીશતીલ વાટર ઉમેરવું તારબાદ અરધો આંઉસ આલકોહલની અંદર ૨૩ ગરેન તાનીન (Tanin)ને પીગલાવી પેલી મેલવણીમાં નાંખી મેલવી દેવો. પછી શફેદ પટલા કાગજ લઇ શંગે મરમરના પથરની લાદી ઉપર અથવા ત્રાંબાના પતરા ઉપર સરખુ પાથરી એ મેલવણીમાં વાડલું (સ્પજ) બોલી તે કાગજ ઉપર બધે શરખુ લગાડી દોરી ઉપર સુકતા નાખવા.

૧૧૯૮ સ્તીલ પેન નહી ખાય એવી કાલી સાહી બનાવવાની રીત—માયા જેને બહેડાં કરીને બી કહે છે તેનો છુંડેલો ભુકો ૨૫૦ ભાગ, ગુંદર ૧૨૫ ભાગ, સલફયુરીક એસીડ ૧૨૬ ભાગ, એ બધાને ૪૦૦૦ ભાગ વરશાદના પાણીમાં ઉકાલવું તવારબાદ તેમાં થોડા ગરેન કલોરાઇડ આફ મરકયુરી હુમેરો.

૧૧૯૯ સ્તીલપેનથી લખવા માટે કાલી શાહી—લોગઉડના છુંદા ભાગને ૫૦૦ ભાગ પાણીમાં ખુબ ઊકાલવું. પછી તેને ગાલી કારડી યલ્લો કરોમેટ આફ પોતાશ નાખી ઘડી ઘડી ખુબ હીલવ હીલવ કરીઆ કરવું. એ શાહીનો રંગ બલુ કાલો થશે. એ શાહી બધાઇ નહી જાય તેટલા માટે એમાં શોલ્યુશન આફ કલોરાઇડ આફ મરકયુંરીના થોડા ટીપા નાખવા.

૧૨૦૦ બલુરંગની રેતી—ચારેલી જીણી સફેત રેતી ૧૦૬ ભાગ લઈ તેમાં બરલીન બલુ નામનો રંગ ૪ ભાગ નાખી જરા પાણી રેડી ચુલા ઉપર મુંકી તેને ફેરવ ફેરવ કરવી. જ્યારે રેતી બલુ રંગનીથાયકેતરત તેને સુકવી નાખવી.

## હુંનરપોથીની પેહલી તથા બીજી આવરૂતી વીશે વરતમાન પતરોના મત.

**અખબારે સોદાગર**—હુંનરપોથી અથવા ધંધાદારીઓનો એક ગતનો ભોમીઓ એ નામનું અગતનું નાહનું પુસ્તક આશરે ૭૦૦ બનાવટોનું હાલ પ્રગત થયું છે તેની એક નકલ હમોને મલી છે જે ઊપરથી હમારા દરેક ગુજરાતી વાંચનારાઓને ભલામણ કરીએ છે કે રૂ ૦ાાા ની નજીવી કીમતે તેઓ બેહદ મોહોતા વીસતારનું પરચુટણ ગનીઆન મેલવવાને શકતીવાન થશે...(અખબારે સોદાગર તા૦ ૧૨ મી ડીસેમબર ૧૮૮૪)

**રાસ્તગોફતાર**—આ હુનરપોથી મી૦ બરજોરજી શેરાબજી ચીકન છાપનારે રચી છે અને તે ધંધાદારના ભોમીઆ દાખલ ઉપયોગી ઠરાવવા માગીછે, તેવી તે ખરેખર થઈ પડે એમછે. એમાં જુદી જુદી ઊપયોગી બનાવટોના ૭૦૦ નુંસખા આપયાછે... આ ગ્રંથ રચવામાં તેના ગરીબ કરતાંને બેશક મેહનત પડી હશે...(રાસ્ત ગોફતાર તા૦ ૨૬ મી એપરેલ ૧૮૮૫)

**કયસરે હિન્દ**—કીમતમાં સસતી હોવા શાથ તે મધે ૭૦૦ નુસખાનો સંગ્રહ કીધેલો છે. બનાવનારના દીબાચામાં કેહવા મુજબ તેણે આ સઘલો ગુજરાતી માસીકો તથા બીજી ગુજરાતી ચોપડીઓ અને ઇંગ્રેજી રીસીપ બુકો ઊપરથી પોતે પ્રગટ કરેલી બનાવટ સંગ્રહ નામની ચોપડી ઊપરથી આ હુંનર પોથી ઉપજાવી કાહડીછે... તોપણ ૧ એક સસતીને ઉપયોગી ચોપડી છે. (કયસરે હિન્દ તા૦ ૧૬ મી માગશર ૧૮૮૫)

**નુરેએલમ**—આવા પુસ્તની અગટ હમે ના પાડતા નથી... આ હુંનરોમાના કેટલાક જાણવા જોગછે, અને તેમનો આ ચોપડીમાં સંગ્રહ થયલો ઉપયોગી થઈ પડે એમાં શક નથી.(નુરેએલમ એપરેલ ૧૮૮૫)

**ગુજરાત મિત્ર**—એમાં બધા મલીને ૭૦૦ હુંનરોનું બયાન કરવામાં આવ્યું છે...જો કે એ પુરતક બારપેજી ૨૦૦ પુષ્ઠ ઉપરનું છે. તોપણ તેની કીંમત માત્ર બારજ આના રાખેલીછે. એમાં કેટલીક હકીકત શારી દાખલ કરીછે(ગુજરાત મીતર તા૦ ૪ થી જાનેવારી ૧૮૮૫)

**ભરૂચ સમાચાર**—મી૦ બરજોરજી શેરાબજી ચીકનછાપગરની હુંનરપોથી જે અમને મલીછે તે તપાસી જોતા બહુજ ઉપયોગી માલમ પડે છે. તેની અંદર ૭૦૦ હુંનરોનો સંગ્રહ કરીઓ છે અને

તેની રૂ ૦ાા કીમત તરફ જોતા તે કોઇબી રીતે મોગી કેહવાય નહી તેના બનાવનારે જે ઉતમ કાલજી બતાવી જુદી જુદી જાતના ઉપયોગી હુંનરોનો સંગ્રહ તેમાં કરયો છે તેને માટે તેમને ખરેજ બાશી ઘટે છે. હાવી હુંનરપોથી દરેક ઘેરમાં રાખવાની હમે ભલામણ કરીએછીએ...(ભરૂચ સમાચાર તા૦ ૧૮ મી દીસેમબર ૧૮૮

**સુરય પ્રકાશ**—આ પ્રજા ઉપયોગી પુસ્તકની એક નકલ તેના કરતાં મી૦ બરજોરજી શેરાબજી છાપગર તરફથી અમને મલીછે. તેમાં ૧૦૦૦ જાતના જુદા જુદા અખતરાઓ જુદા જુદા સંસાર વેહવારી કામો માટે પ્રસીધ કરયા છે. આ ચોપડી ઘણીએક અંગ્રેજી ચોપડીઓની મદદ લઈ બનાવી છે તેમાં તેના કરતાને ભારે શ્રર લેવો પડયો હશે. ૧૮૦ પાના તથા મજબુત કાગળના પુઠા સહીત ચોપડીની બધામણી તથા તેમાં વીસતારેલી સેંકડો બાબતો જોતા તેની કીમત રૂ ૦ાા માત્ર નામની છે.(સુરય પ્રકાશ તા૦ ૯મી દીસેમબર ૧૮૮૮.)

**કાઠીઆવાડ તાઈમ્સ**—એ ચોપડીમાં જુદી જુદી હજાર હ બાબતો સમાવેલી છે અને જેને હુંનર અથવા ગમતને સારૂં જાદુઇ દેખાય એવા રસાયનીક અખતરાઓ કરવા હોય તેને બહુ ઊપયોગનું છે અમારા વાંચનારમાંથી જેને ઇનકુવાયર વીધીન અપોન એવરી થીંગ એ નામની અંગ્રેજી ચોપડી જોઇ હોશે તેને આ ચોપડીનો ખ્યાલ તરતજ આવશે...(કાઠીઆવાડ તાઇમસ તા૦ ૨૩મી દીસેમબર ૧૮૮૮)

**ગુજરાત ગેઝટ**—આજ સુધી નીકલેલા આવી તરેહના પુસ્તકોમાં આ પુસ્તક ઘણુંજ સારૂં છે. જુદી જુદી તરેહના તેલ, ફુલેલ, અત્તર ઇત્યાદી બનાવવાની ઘણી સારી વીગત આપેલીછે. એના ઉપયોગીપણા વિષે વધારે બોલવા કરતાં આ ઉપરથીજ સાબીત થાય કે તેની બીજી આવૃતી થઇ છે. પુસ્તકના પ્રમાણમાં તેની કીમત ઘણી ઠોડીછે એટલે સાધારણ માણસથી પણ ખરીદ થઇ શકે તેવીછે.આપુસ્તક હરકોઇ માણસે ઘરમાં રાખવા જેવું છે આશા છે કે, ગુજર પ્રજા આ પુસ્તકનો સારો આશ્રમ આપશે...ધંધાદારીઓને બોધ એ નામને લાયક તેમાં ઘણા સારા ગુણ સમાયલા છે. અતીશે વખાણ કરવાનું કારણ નથી. ટુંકમાંજ એટલુંજ કે આ પુસ્તક સારૂ છે...... (ગુજરાત ગેઝટ તા૦ ૨૧ મી ફેબરવારી ૧૮૮૫)

**સત્યવક્તા**—એમા વિવિધ જાતની સમજી સકાય તેવી વીગતો આપી છે. આ પુસ્તક વાંચવા લાયક અને ઉપયોગી છે. ૧૮૦ પુષ્ટ જેવા મોટા કદના પુસ્તકની કીમત રૂ ૦-૮—૦ રાખવામાં આવીછે તે માત્ર નામની કહીએ તો ચાલે. આ પૂસ્તક ખરીદ કરવા યોગ્ય છે......( સત્યવક્તા તા૦ ૯ મી ફેબરવારી ૧૮૮૯)

**સમાપ્ત ભાગ બીજો.**